# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન હિં. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી સી આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે.

તદનુસાર આ "દ્વારકા" એ નામનું પુસ્તક, શ્રી કલ્યાણરાય ન. જોષી એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૨૯૧ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા, પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરા. તા. ૧૮-૫-૪૬ | ચૅ. જ. ત્રિપાઠી ભાષાન્તર મદદનીશ | જ્યો. મા. મહેતા વિદ્યાધિકારી, વડોદરા રાજ્ય |

# ચોપડી વિષે

દ્વારકા વિષે ઊભી થતી સામાન્ય જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે અને દ્વારકામાં આવેલા પ્રવાસીઓને કેટલેક અંશે સાચી માહિતી પૂરી પાડવા માટે આ ચોપડી લખવામાં આવી છે.

ઇતિહાસની કેટલીક હકીકત આ પુસ્તકમાં મૂકવામાં આવી છે તે બધી શિષ્ટ પુસ્તકોને આધારે અને સરકાર તરફથી પ્રકટ થયેલાં અહેવાલો, નિવેદનો, અને સર્વસંગ્રહ—ને આધારે લખવામાં આવી છે.

ઓખામંડળ એ ગૂજરાતમાં એવો દેશ છે, જ્યાં ઘણી ઐતિહાસિક સામગ્રી છણવણ સ્થિતિમાં પડેલી છે. અભ્યાસને માટે–યુનિવર્સિટીની પદવીઓ મેળવવા લેખ લખવાના વસ્તુ માટે ઓખામંડળમાં મોટું ક્ષેત્ર પડેલું છે.

એ મોટું ક્ષેત્ર અભ્યાસીઓ આગળ રેખારૂપે રજુ કરવા આ ચોપડીના લખનારે અનેક દિશાની માહિતીવાળું મોટું પુસ્તક યોજી મૂકયું છે; અવકાશે તે પ્રકટ થશે. આ ચોપડી વાચતાં કોઇની જિજ્ઞાસા જાગે અને વિશેષ માહિતીની એમને જરૂર પડે તો આ ચોપડીના લખનાર એવા પ્રકારની માહિતીના ક્ષેત્ર તરફ આંગળી તો જરૂર ચીંધશે.

આવી ચોપડીમાં ઇતિહાસની થોડી સાક્ષરી સિવાય-બીજી બાબતના ઉપયોગી આંકડાના કોઠાઓ આપવાનું વ્યાજબી ધાર્યું નથી.

વાઘેર જ્ઞાતિ વાસ્તે ઇરાદાપૂર્વક આ ચોપડીમાં વિસ્તારવાળી હકીકત આપી નથી. બધા પ્રવાસીઓને એ હકીકત સરખી રીતે રસભરેલી ન જ લાગે. વાઘેર વાસ્તે સ્વતંત્ર ચોપડી લખાશે ત્યારે જ ગુજરાતના ઇતિહાસનો એક ખાડો પૂરાશે.

કોઇ અભ્યાસી આ ચોપડી વાંચી તેમાંની ઝીણી મોટી ભૂલ તરફ લેખકનું ધ્યાન ખેંચશે તો મોટો પાડ માનવામાં આવશે.

પાન ૪૭ ઉપર ગોકુલનાથજીને બદલે વિઠ્ઠલનાથજી વાંચવું.

ઉદ્દવ-નિકેતન
દ્વારકા તા. ૨૦-૪-૪૩

કલ્યાણરાય ન. જોષી

# વિષયાનુક્રમણિકા



દ્વારકાનું પ્રાચીન જગત મન્દિર
[ પુરાતત્ત્વ સંશોધન ખાતાના સૌજન્યથી ]

# દ્વારકા

## પ્રકરણ ૧. દ્વારકા એ મોટું તીર્થક્ષેત્ર

ભરત ખંડમાં આર્યોએ અનેક તીર્થક્ષેત્રો માન્યાં છે, તે બધાં તીર્થક્ષેત્રોમાં દ્વારકાનું સ્થાન ઘણું આગળ પડતું ગણવામાં આવ્યું છે; લગભગ હજાર વર્ષ પહેલાંનો પ્રચલિત શ્લોક હજુ સુધી ધાર્મિક સંસ્કારવાળા લોકોનાં કંઠમાંથી ખસવા પામ્યો નથી.

अयोध्या मथुरा माया काशी कांचीह्यवन्तिका ।
*पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायकाः ॥*

ભવસાગરમાંથી તરી જવા માટે સાત મોક્ષ આપનારી પુરી માનવામાં આવી છે. તેમાં પણ કલિયુગમાં તો અયોધ્યાને અને દ્વારકાને જ માન્ય રાખવામાં આવેલાં છે.

શ્રીકૃષ્ણે વસાવેલી પુરી દ્વારકામાં એ પૂર્ણ પુરુષોત્તમ યાદવેન્દ્રે પોતાનું ધામ સ્થાપી ત્યાં પોતાનો ગૃહસ્થાશ્રમકાળ ગાળ્યો છે એટલે એ દ્વારકાને ચાર ધામ પૈકીનું એક ધામ માનવામાં આવે છે. ભરતખંડનું પૂર્વ દિશાનું ધામ જગન્નાથપુરી, પશ્ચિમ છેડાનું ધામ દ્વારકાપુરી, ઉત્તર દિશાએ બદરીનાથ અને દક્ષિણનું ધામ રામેશ્વર જગપ્રસિદ્ધ છે.

શ્રીકૃષ્ણ મથુરાથી દ્વારકા પધાર્યા તે પહેલાં દ્વારકામાં ગોમતી વહેતાં હતાં. એ વસિષ્ટની પુત્રી ગોમતીએ દ્વારકાની ભૂમિને

પરમ પવિત્ર બનાવી મૂકી છે; અને દ્વારકાને તીર્થક્ષેત્રની પરમ પદવી આપી છે. ગોમતીનો સાગર સાથેનો સંગમ અને સાગર કાંઠા ઉપરનું ચક્રતીર્થ આ સ્થાનને ઉચ્ચ કોટિના તીર્થક્ષેત્રો સાથે મૂકી દે છે. આ ગોમતીના પવિત્ર જળથી આ સ્થળે દુર્વાસા ઋષિ આકર્ષાયા હતા; અને ગોમતીના ઘાટ પર સ્નાન કરતા દુર્વાસાનું અપમાન કુશ નામના અસુરના સેવકોએ કર્યું હતું તે ઉપરથી આ સ્થળે સાક્ષાત્ વિષ્ણુને પધારવું પડ્યું હતું; અને ત્રિવિક્રમ સ્વરૂપે વિષ્ણુએ કુશનો વધ કરી આ પવિત્ર તીર્થક્ષેત્રને અસુરની સત્તામાંથી છોડાવ્યું હતું.

આ રીતે દ્વારકા એ મોક્ષદાયિની સાત પુરીમાંની એક પુરી છે, ચાર ધામ પૈકીનું એક ધામ છે, કોટિ તીર્થક્ષેત્રો પૈકીનું એક અનન્ય તીર્થક્ષેત્ર છે એટલું જ નહીં પરંતુ શ્રી આદ્ય શંકરાચાર્યે અહિં અસલી પીઠ સ્થાન હોવાથી શ્રી શારદાદેવીની સ્થાપના કરી છે, એટલે દ્વારકા એ એક મોટું પીઠ* પણ ગણાય છે. આટલી આધ્યાત્મિક વિશિષ્ટતાવાળું સ્થાન ભરતખંડમાં ક્વચિત્ જ સાંપડે તેમ છે.

તેથી જ હાલના દ્વારકાનો આશ્રય સનાતન ધર્મના અનેક સમ્પ્રદાયના આચાર્યોએ અતિ શ્રદ્ધાપૂર્વક લીધો છે અને એઓશ્રીએ

---

* દેવી ભાગવતમાં ૧૦૮ પીઠોની ગણતરી કરવામાં આવી છે. તેમાં બાવનમું પીઠ દ્વારકા અને ત્રેપનમું પીઠ વૃન્દાવન ગણવામાં આવેલ છે. તે દરેક પીઠની અધિષ્ઠાત્રી દેવી અલગ અલગ હોય છે.

रुक्मिणी द्वारवत्यां तु राधा वृन्दावने तथा ॥

દ્વારકાના પીઠની અધિષ્ઠાત્રી રુક્મિણી છે, અને અત્યારે પણ દ્વારકામાં પુરાણું રુક્મિણી મંદિર છે.

પોતાનાં અનુયાયીઓને દ્વારકાની યાત્રા કરવાનો બોધ પોતપોતાનાં શિક્ષા પત્રોમાં આપેલ છે.

શ્રી રામાનુજાચાર્ય ઇ. સ. ના અગિયારમાં શતકમાં દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા; એમના અનુયાયીઓ દ્વારકાને મોટું તીર્થ ગણે છે. શ્રી મધ્વાચાર્ય, શ્રી નિમ્બાર્કાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રી ચૈતન્ય પ્રભુ, અને શ્રી રામાનંદાચાર્ય દ્વારકામાં તીર્થવાસ કરી ગયા હતા. શ્રી જ્ઞાનદેવ, નરસિંહ મહેતા, તેના કાકા પર્વત મહેતા, પીપા ભક્ત, મીરાંબાઈ અને ઇસર બારોટ જેવા ભક્તોના જીવનમાં દ્વારકાની યાત્રા મુખ્ય બનાવ બની રહ્યાની વાત જગપ્રસિદ્ધ છે.

દ્વારકા મુકિત આપનાર પુરી છે માટે તે સ્થળમાં વાસ કરવો ઘટે છે; દ્વારકામાં મોટું તીર્થ છે માટે ગોમતીના સંગમઘાટ પર સ્નાન, તર્પણ અને શ્રાદ્ધ કરવાનો મહિમા છે; તથા શ્રી ચક્રતીર્થનો આશ્રય લઇ ત્યાં સ્નાન અને તર્પણ કરવાનો વિધિ ઇષ્ટ મનાયો છે. દ્વારકા એ શ્રીકૃષ્ણનું ધામ છે માટે જગતમન્દિરમાં બિરાજતી શ્રી ત્રિવિક્રમની મૂર્તિનાં દર્શન, પૂજા વગેરે વૈષ્ણવી ભક્તિનો ક્રમ યાત્રાળુઓ પ્રેમ પૂર્વક અનુસરે છે. દ્વારકા એ પીઠ છે માટે શ્રી શંકરાચાર્યે સ્થાપેલા શારદાપીઠમાં જઇ શ્રી શારદામ્બાના તથા દ્વારકાના સ્થાન દેવતા ગણાતાં શ્રી ભદ્રકાળી દેવીના દર્શન યાત્રાળુઓ કરે છે, તથા પીઠની અધિષ્ટાત્રી રુક્મિણીજીના દર્શન આવશ્યક માને છે.

★

## પ્રકરણ ૨.　　　　　　　　પૌરાણિક દ્વારકા

સ્વર્ગની ગંગાને બ્રહ્માજીએ આજ્ઞા કરી કે વસિષ્ઠ ઋષિની પુત્રી થઈને તમારે પશ્ચિમ દિશાના સમુદ્ર તરફ જવું ત્યાં સમુદ્ર તટ ઉપર મારા કુમારો ( સનકાદિ ) તમારી વાટ જોઈ બેઠા હશે. એ આજ્ઞા પ્રમાણે વસિષ્ઠ ઋષિની તનયા તરીકે ગંગાજી ગોમતીનું સ્વરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર આવ્યાં છે, એવી પુરાણની કથા છે. એ ગોમતી જે સ્થળે વહેતાં હતાં ત્યાં અનેક બીજાં તીર્થો પણ આવીને વસ્યાં હતાં; પરન્તુ ખાસ કરીને બ્રહ્માજીના પાંચ પુત્રોએ પાંચ નદીને અહિં સરજાવી હતી. મરીચિ ઋષિએ ગોમતીનું સર્જન કરાવ્યું, અત્રિ ઋષિએ લક્ષ્મણા નદી ઉપજાવી, અંગિરસે ચન્દ્રભાગા નદી બોલાવી, પુલહ ઋષિએ કુશાવતી નદી, અને ક્રતુ ઋષિએ જાંબવતી નદી બોલાવી. આ ઉપરથી આ પ્રદેશને સત્યયુગમાં પંચનદ પ્રદેશ કહેવામાં આવતો હતો.

ગોમતીજી પૃથ્વી ઉપર આવ્યાં પછી અનેક વર્ષો વીત્યાં, અનેક પ્રાણીઓનો ગોમતીએ ઉદ્ધાર કર્યો. પરન્તુ આવા પ્રકારની પવિત્રતાના વિરોધી દૈત્ય દાનવોએ કેટલાક વખત પછી આ પવિત્ર સ્થળનો કબજો લીધો. એ દૈત્યોનો રાજા કુશ હતો. તે પરથી આ પ્રદેશનું નામ કુશસ્થલી રાખવામાં આવ્યું હતું. એક વાર દુર્વાસા

ઋષિ પુણ્ય પ્રાપ્ત કરવા ગોમતી–સ્નાન કરવા કુશસ્થલીમાં આવી ચડયા; તે ગોમતીમાં સ્નાન કરવા ગયા ત્યારે અનેક દૈત્યોએ તેમને ઘેરી લીધા અને તેમની સ્નાનવિધિ પૂરી ન થવા દીધી. શરીરે કેટલીક જાતની ઇજા કરી દૈત્યોએ દુર્વાસા ઋષિને ત્યાંથી કાઢી મૂકયા. તેમણે પોતાનું નિત્ય કર્મ પૂરું કરાવી આપવા વિષ્ણુની સહાય માગી. તે વખતે વિષ્ણુ પાતાળમાં બલિરાજાને ત્યાં ત્રિવિક્રમ ભાવે ચોકી કરતા હતા. ત્યાં દુર્વાસા ગયા અને ગોમતી તટે અનેક પ્રકારે દૈત્યોની કુચેષ્ટાથી થતા ત્રાસનું વર્ણન એમની પાસે કર્યું. વળી ગોમતીમાં સ્નાન થતાં સુધી પોતે અન્ન લઇ શકતા નથી એમ સમજાવ્યું અને દૈત્યોનું નિકંદન કાઢવા મદદ માગી. તે ઉપરથી બલિરાજાની આજ્ઞાથી ત્રિવિક્રમ પ્રભુ ગોમતી તટે આવ્યા અને ત્યાંના રાક્ષસોને તથા તેના નાયક કુશનો સંહાર કર્યો. તે દિવસથી ગોમતી તટ ઉપર ત્રિવિક્રમની આણ વર્તવા લાગી; અને એ સ્થળનું નામ ત્રિવિક્રમ તીર્થ (ત્રિવિક્રમ ક્ષેત્ર) પડયું. કુશના સંહાર સ્થાન પર કુશેશ્વર નામના મહાદેવની સ્થાપના ગોમતી તટે કરવામાં આવી અને ગોમતીની યાત્રાનું અર્ધું પુણ્ય કુશેશ્વરને આપવામાં આવ્યું. આજે પણ યાત્રાળુ ગોમતી સ્નાન કરી કુશેશ્વરનાં દર્શન ન કરે તો તેમની અર્ધી યાત્રા નિષ્ફળ જાય છે એમ મનાય છે. એ દિવસથી ત્રિવિક્રમ પ્રભુ ગોમતી તટે બિરાજે છે અને દુર્વાસા ઋષિ પણ ત્યાં બિરાજે છે.

દ્વાપરયુગને અન્તે મથુરામા શ્રીકૃષ્ણને જરાસંઘ જેવા હરીફોનો ત્રાસ થવા લાગ્યો. કાલયવન જેવાના હલ્લાથી યાદવોને દુઃખ થશે એવું શ્રીકૃષ્ણને જણાયું ત્યારે તેમણે કુશસ્થલી પાસે જ આનર્ત દેશમાં સમુદ્ર પાસેથી પોતાની નવી નગરી સ્થાપવા માટે નવી ભૂમિ માગી

લીધી. એ ભૂમિ ઉપર દ્વારાવતી–દ્વારકા–નગરી રચવામાં આવી અને ત્યાં મથુરાથી યાદવકુલને મોકલી આપવામાં આવ્યું. એ રીતે હેમમયી દ્વારકા ગોમતી તટે આવેલા ત્રિવિક્રમ ક્ષેત્રનાં સ્થાનમાં રચવામાં આવી હતી. મથુરાથી શ્રીકૃષ્ણ નીકળ્યા ત્યારે કાલનેમી યવન તેની પુઠે પડેલો હતો. રસ્તામાં એક ગુફા આવી તેમાં શ્રીકૃષ્ણ પેસી ગયા. ત્યાં ઘણા સમયથી તપશ્ચર્યા કરતા મુચકુન્દ સમાધિમાં પડ્યા હતા. તેનો લાભ લઈ શ્રીકૃષ્ણ તે ગુફામાં અન્ય સ્થળે છૂપાઈ ગયા. કાલનેમી યવને શ્રીકૃષ્ણની પુઠ પકડી ગુફામાં પ્રવેશ કર્યો, અને તેણે મુચકુન્દને સૂતેલો જોયો. યવને તેને કૃષ્ણ માની લાત મારી ઉઠાડ્યો. મુચકુન્દ સમાધિમાંથી જાગ્યો. તેની આંખમાંથી એવું ભવ્ય તેજ પ્રકટ્યું કે તેના પ્રભાવથી કાલનેમી યવન ત્યાંજ બળીને ભસ્મ થયો. એ રીતે દુશ્મનના પંજામાંથી છટકી શ્રીકૃષ્ણ દ્વારકા આવ્યા ત્યારે આશરે પચ્ચીસ વરસની ઉમ્મરના તે હતા એમ પુરાણોની કથા પરથી નીકળતી ગણતરી કહે છે.

## શ્રીકૃષ્ણનો દ્વારકાનો વાસ

શ્રીકૃષ્ણ દ્વારકા આવીને રહ્યા ત્યારથી તે પ્રભાસક્ષેત્ર પોતાના દેહોત્સર્ગ માટે ગયા ત્યાં સુધીનો કાળ લગભગ સો વરસનો હશે એમ ઘણા પુરાણ પર્યેષકો માને છે. શ્રીકૃષ્ણની બાલલીલા મથુરામાં થઈ હતી અને રાજલીલા દ્વારકામાં થઇ હતી.

શ્રીકૃષ્ણ રૂકિમણીનું હરણ કરવા અહિંથી જ–દ્વારકાથી જ સીધાવ્યા હતા. સત્યભામા સાથેનું લગ્ન અને જાંબવતી સાથેનું લગ્ન–એ બે લગ્નો દ્વારકામાં આવ્યા પછી જ શ્રીકૃષ્ણે યોજ્યાં હતાં. કલ્પવૃક્ષને સ્વર્ગમાંથી દ્વારકામાં જ ઉતારવામાં આવ્યું હતું. સુભદ્રાનું

હરણુ અર્જુન દ્વારકામાંથી જ કરી ગયા હતા. મહાભારત યુદ્ધ ચાલતું હતું ત્યારે શ્રીકૃષ્ણ મથુરામાં વસતા નહોતા પણ દ્વારકામાં વસતા હતા. યદુવંશના પરાક્રમી બાળકો દ્વારકાની રેતીમાં ખેલીને મોટા થયા હતા. અનિરુધ્ધે અહિંથી જ કુમારી ઓખાના એક દાંડીઆ મહેલમાં ચિત્રલેખાની મદદથી પ્રવેશ કર્યો હતો. સામ્બે દ્વારકામાંથી જ લક્ષ્મણાનું હરણુ કરવા પ્રયાણ કર્યું હતું. અહિં જ સુદામાએ મિત્રની મેમાનગીરી ચાખી હતી. અહિં જ ઉદ્ધવ અને અક્રૂર શ્રીકૃષ્ણના સહવાસથી કૃતકૃતાર્થ થયા હતા. ગૂજરાતના કવિશ્રી ન્હાનાલાલે ગાયેલી કવિતાથી આ પૌરાણિક દ્વારકાનું કથન સમેટી લેવું ઘટે છે.

પદ. ( મધુર )

ગહરી, સંસાર સાગર તારિકા, ભૂલ્યાં પન્થી ભવપાર ઉતારિકા;
યુગયુગ અનલેની પ્રતિહારિકા, દીઠી પ્રેમદાએ કૃષ્ણદ્વારિકા.

રત્નાવળ દીઠી ત્હાં દ્વારામતી રે........
પેલી ડુબી ગઇ સોનાની દ્વારિકા રે;
આ તો તેજતેજની જગતારિકા રે;
જલધિ છોળે છલી શું ઉરની છોળ ?
રે રત્નાવળ દીઠી ત્હાં દ્વારામતી રે.

અહિં કૃષ્ણ હતા, અહિં ન્હાવતા રે;
સાગર શબ્દે રસસાગર ગાવતા રે;
એના શિખરોનાં સૂરજ અંઘોળઃ
રે રત્નાવળ દીઠી ત્હાં દ્વારામતી રે.

અહિં કુન્તા-સુભદ્રાનાં મહિયરિયાં રે;
અહિં મીરાં-નરસૈયાનાં સહિયરિયાં રે;
રાણી રુક્મિણીના રણવાસ;
રે રત્નાવળ દીઠી ત્‍હાં દ્વારામતી રે !

અહિં ઋષિવરો ગાતાંતાં સંહિતા રે;
અહિં કૃષ્ણજીવન રચતું રસગીતા રે;
અહિં રાસેશ્વર ધરતા સંન્યાસઃ
રે રત્નાવળ દીઠી ત્‍હાં દ્વારામતી રે !

વિશ્વે દ્વારિકા સ્‍હોતી બ્રહ્મભર્ગથી રે;
આવતા સુરવરો તીર્થે અહિં સ્વર્ગથી રે;
હતો સૂર્યોના સૂર્યનો ઉદ્યોતઃ
રે રત્નાવળ દીઠી ત્‍હાં દ્વારામતી રે !

અહિં ભાગવત ભણતીતી ભારતી રે;
મહાસાગર ઉતારે છે આરતી રે;
આ તો મુક્તિપુરીની પ્રભજ્યોતઃ
રે રત્નાવળ દીઠી ત્‍હાં દ્વારામતી રે !

( ન્હાનાલાલના "હરિદર્શન"માંથી )

શ્રીકૃષ્ણ દ્વારકામાંથી પ્રભાસ સીધાવ્યા; ત્યાં યાદવાસ્થળી થઈ. શ્રીકૃષ્ણનો દેહ વિલીન થયો. દ્વારકાને સમુદ્રે બોળી દીધી. હરિમન્દિરને રાણુની કથા છે. *



---

* प्लावयामास ता शून्या द्वारका च महोदधिः ।
यदुदेव गृहं त्वेकं नाप्लावयत् सागरः ॥

( વિષ્ણુપુરાણ અધ્યાય ૩૮ શ્લોક ૯ )

द्वारकां हरिणात्यक्तां समुद्रोऽप्लावयत्क्षणात् ।
वर्जयित्वा महाराजश्रीमद्भगवदालयम् ॥

( ભાગવતપુરાણ એકાદશ સ્કન્ધ અધ્યાય ૩૧ શ્લોક ૨૩ )

આ બન્ને શ્લોકોમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે કે મોટા પ્રલય વખતે સમુદ્રે દ્વારકાનગરી પાણીમાં ડુબાડી દીધી; પરંતુ યદુદેવ-ગૃહ-શ્રીમદ્ ભગવદાલય-એટલે શ્રીકૃષ્ણનું મન્દિર સમુદ્રમાં જતુ બચી ગયુ.

## પ્રકરણ ૩. દ્વારકાની ભવ્યતા

દ્વારકા શહેર એક વાર જલપ્રલયથી સમુદ્રે ડુબાડી દીધા પછી જે નવું શહેર વસ્યું છે તે પણ કેવળ સમુદ્રને કાંઠે જ છે. ભાદર નદીને કાંઠે પોતાની આંગળી ઓષ્ટ પર અડાડી પગના નેપુર અને સાડીનો છેડલો નદીના વહેતાં નીરમાં ભીંજાવા દઇ કોઇ સોરઠની નમણી સુન્દરી માથા ઉપર રૂપેરી બેડું લઇ લોકકલ્યાણના વિચારમાં સ્તબ્ધ થઇ ઊભી હોય તેવી અર્વાચીન દ્વારકાપુરી મહાસાગરને કાંઠે પડછંદા જેવી કાળાન્તરોના વિચારમાં સ્તબ્ધ થઇ ઊભી છે ! દ્વારકાનું ભવ્ય છતાં રમણીય સ્વરૂપ ચારે દિશાએથી સુઘટિત છે. જ્યાં એક વાર પ્રેમાનન્દ કવિની કલ્પનાએ ચમકારા મારતા કનકના કોટ અને મણિમય રત્નથી જડેલા કાંગરા નીહાળ્યા હતા ત્યાં આજે શ્વેત પત્થરની મેડીઓ ચણોઠી જેવાં લાલ માંગલોરી નળીઆંથી શોભી રહી છે. એ કૌમુદીછટિયાં વૈષ્ણવોના વાસ અને નિવાસના અધિષ્ટાતા સમું ગગનની સાથે ગેલ કરતું વિશુદ્ધ શ્રદ્ધાથી નીતરતું ભવ્ય જગતદહેરૂં આજે સૌ કોઇની આંખ ભરી દે છે. આભમાં વિલસતી એ દહેરાંની ધજા શ્રીકૃષ્ણની સર્વોપરી સત્તાની પ્રતીતિ જગાડે છે.

બીજી સુન્દરતા દેખાય છે ભવ્ય મહાસાગરના અગાધ અને અપાર તત્ત્વવિચારના ભાર સમા ગંભીર જળ વિસ્તારમાં.

બહારથી આવેલા પ્રવાસીના ચિત્તમા જગતદહેરાની અને દ્વારકાના મહાસાગરની ભવ્યતા એવી તો સચોટ ચોટી જાય છે કે તેમને જગતમન્દિરની નિકટમા જવાની અને મહાસાગરના તટ પર જવાની ખૂબ તાલાવેલી જાગે છે

સામાન્ય રીતે દ્વારકામા આવેલા યાત્રાળુને પહેલે દિવસે તીર્થોપવાસ કરવાનુ સૂચવવામા આવે છે તેથી પહેલે જ દિવસે યાત્રાનો ખાસ કાર્યક્રમ રાખવામા આવતો નથી એ રીતે સ ગ્કારી જનમ ડળ સ્વાભાવિક રીતે મહાસાગરને દર્શને નીકળી પડે છે

## દ્વારકાનો દરિયો

અનાદિ અને અનન્ત કાળ સાથે ઘાડી દોસ્તી રાખતો મહાસાગર જેટલો અર્થવાહક નાદ દ્વારકામા ગજાવે છે તેવો અન્ય સ્થળે તે ગજાવી ન શકે સુખથી ઊભરાતી સોનાની દ્વારકા જે મહાસાગરે પોતાના જળમા વિલીન કરેલી છે તેજ મહાસાગર આજ સુધી એનો એ ઊભો છે શ્રીકૃષ્ણના પાદપ્રક્ષાલન કરનાર અને યાદવોના બાળકોને ભીંજવનાર જો કોઇ મહાસાગર હોય તો તે આ જ દ્વારકાનો મહાસાગર છે અહિં આવી ઊભેલા પ્રવાસીના મનમા અનેક વિચારો સળકવા લાગે છે, જેવી સાગર કાંઠાની અનન્ત દૃષ્ટિમર્યાદા તેવી જ સાગર કાંઠે જાગતા તર્કોની મોકળાશ રત્નાકર સાગરની ઊર્મિ ઊર્મિમા ભવ્યતા અને દિવ્યતા ઉભરાય છે. શો એનો અવિરત અને અવિશ્રાન્ત નાદ ! એનુ સ્વરૂપ કોઇ કલાધારી ઓળખી શકે તેવુ પ્રાકૃતિક નથી તે સ્વરૂપ કલાતીત છે. એ કલાતીત સ્વરૂપે ઊભો ઊભો મહાસાગર સર્જન જૂની વાણી ઉચ્ચારી રહ્યો હોય છે. ભક્ત હૃદયના સાચા હરિજનને અહીં

વિરાટ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. કલ્પનામાં પણ કવિઓ જે ભાવ નથી કલ્પી શકતા તે મનોભાવ આ સમુદ્રના જળદર્શનમાંથી ઊગે છે; અને જે નાદ–સુર–શબ્દ કલ્પના શક્તિએ નથી સરજાવ્યા તે મહાસાગરના જલસ્પન્દનમાંથી સ્ફુરતા અનુભવાય છે. અનાદિ અને અનન્તની ભાવનાનો આછો આછો ખ્યાલ આ મહાસાગરનું દર્શન અર્પે છે. તત્ત્વવેત્તાઓએ દિગ્ અને કાળના સ્વરૂપની મીમાંસા પુસ્તકોમાં સમજાવી છે. તે દિગ્ અને કાળનું દર્શન અહિં સાગર કાંઠે થાય છે. મહાસાગરને કાંઠે સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કરતાં કાર્ય અને કારણની સાંકળની એવી તો પરંપરા જામે છે કે ઊંડે મનમાં સાત્ત્વિક નમ્રતા આપો આપ આવી વસે છે. આ મહાસાગર નાસ્તિક નરની મહાશાળા છે: જે વ્યાખ્યાનો પ્રાધ્યાપકો પાસેથી નથી મળતાં તે મહાસાગરનો કાંઠો આપે છે. આસ્તિક જનો માટે મહાસાગર સમુ કોઈ દેવાયતન નથી. જગતના બધાં મન્દિર, મસ્જીદ, અગીઆરીઓ, દેવળ, ઉપાશ્રયો– જે આસ્તિકતા નથી જગાવતા તે મહાસાગર જગાવે છે. ભવ્ય ! ભવ્ય ! સાગરનું આ દર્શન તો સંસ્કારી સૂક્ષ્મ દષ્ટિવાળાને થાય છે.

પ્રાકૃત જનમંડલ પણ, દ્વારકાના દરિયાના વિશાળ રેતાળ કાંઠા ઉપર ઓછો આનન્દ નથી મ્હાણતું. કોઈ સમુદ્રનાં પાણીમાં ઊછળતાં મોજાંમાં આનન્દ લે છે. કોઇ એ મોજાંની સતત ગતિથી વિસ્મય પામે છે; કોઈ એ જળનિધિથી ભયભીત બને છે. કોઇ એનાં પાણીમાં પગ ભીંજાવી મજા ભોગવે છે. કોઈ કિનારા પરની ભીની રેતીમાં પગલીઓ પાડવામાં ગૂંથાય છે. કોઇ કિનારા પર ઘસડાઇ આવેલાં છીપલાં, કોડીઓ અને ચકોં વીણવામાં મશગુલ બન્યાં હોય છે. ઘણા યાત્રાળુઓ એવા હોય છે, જેમને આવા

વિશાળ જળપટ પર સઢવાળાં મોટાં વહાણો અને વરાળ યંત્રથી ચાલતી ધૂમાડા કાઢતી આગબોટો–જોવાનો પહેલો અનુભવ થાય છે. તેમને તો અચરજ લાગે છે કે એ વહાણમાં બેઠેલા માણસો એવા વિકટ પ્રવાસ ખેડવાનું અદ્ભુત સાહસ કેમ ઉઠાવતા હશે !

## દ્વારકાનું જગતદહેરૂં

દ્વારકામાં જગતદહેરા જેટલી આકર્ષક અને મનોવેધક ચીજ બીજી કોઇ નથી, આ જગતદહેરાંના નામ ઉપરથી મોગલ બાદશાહના સમયમાં ગુજરાતના પરગણાની નામાવલિમાં દ્વારકાને "જગત પરગણું" એવું નામ આપવામાં આવ્યું હતું. આ જગતદહેરાંની વિશિષ્ટતાથી ઓગણીસમી સદીમાં અંગ્રેજ નૌકાના નાખુદાઓએ અરબી સમુદ્રના નકશામાં દ્વારકાની ભૂશિરને "જગત-ભૂશિર" એવું નામ આપ્યું હતું. તે દિવસથી શાળાની ભૂગોળ શાસ્ત્રની ચોપડીઓમાં જગતભૂશિરનું નામ પ્રચલિત થઇ ગયું છે.

સમુદ્રમાં પ્રવાસ કરનારને પચ્ચીસ માઇલ છેટેથી આ જગત-મન્દિર દેખાય છે. તે લગભગ દોઢસો ફૂટ ઉંચું છેઃ પણ જે જમીન ઉપર તે ઊભું છે તે જમીન સમુદ્રની સપાટીથી ઘણી જ ઉંચી છેઃ એટલે જગતદહેરાનું શિખર સમુદ્રની સપાટીથી લગભગ બસો ફૂટ ઉંચું હશે. દ્વારકા શહેરનો ઉંચાણવાળો ભાગ તે જગત દહેરાની ભૂમિકા. પુરાણના વૈષ્ણવી ગ્રન્થોમાં દ્વારકા સમુદ્રમાં ડુબી જવાની વાત લખવામાં આવી છે ત્યાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે એ જલપ્રલયે હરિમન્દિરને છોડી દઇ બાકીનું દ્વારકા ડુબાડયું હતું. આજનું જગતદહેરૂં એટલી ઉંચી ભૂમિકા ઉપર છે કે જો કોઇ કુદરતી કોપથી દ્વારકાનો દરિયો ઘેલો બને તો દ્વારકાના બધાં ઘરો ડુબી જાય તો પણ જગતમન્દિરમા પાણી ન આવે

એટલી ઉંચાઇએ એ દહેરાંની ભૂમિકા આવેલી છે. સમુદ્રની સપાટી એટલે ગોમતીના જળની સપાટી; અને ગોમતી પાસેથી એ મન્દિરે જવા છપ્પન પગથીઆંની સ્વર્ગની સીડી ચડવી પડે છે.

જગતમન્દિરની જોડ પશ્ચિમ હિન્દુસ્તાનમાં તો ગોતી જડે તેમ નથી. હાલ જે સ્વરૂપે એ દહેરૂં ઊભું છે તેની રચના અને કારીગરી ગૂજરાતના દશમાંથી બારમા સૈકાની ગણાય. આ ભવ્ય મન્દિરમાં કોઈ પણ સ્થળે મન્દિર બંધામાની તારીખ આપનાર શિલાલેખ નથી; મન્દિરનો જીર્ણોદ્ધાર કર્યાની તારીખના અનેક શિલાલેખો છે. તો પણ આવડા મોટાં અને ઉંચા દેવાલયમાં મજબુતાઇ લાવવા આ દહેરૂં બાંધનાર શિલ્પીએ કમાનનો આશ્રય લીધો નથી. એ ઉપરથી સૂચિત થાય છે કે ઇ. સ. ના બારમા સૈકામાં હિન્દુસ્તાનના કડીઆઓ પરદેશી મુસલમાન શિલ્પીઓ પાસેથી કમાનની રચના અને ગોળ ઘુમ્મટની રચના શીખ્યા તે પહેલાં આ જગત દહેરૂં ઊભું કરવામાં આવ્યું છે.

બીજી હકીકત એવી છે કે શ્રી આદ્ય શંકરાચાર્યં તરફથી જ્યારે શારદાપીઠની સ્થાપના દ્વારકામાં—આ જ દ્વારકામાં—થઇ ત્યારે અહિં મન્દિર હતું. તેનો જીર્ણોદ્ધાર શ્રી શંકરાચાર્યની ગાદી પર બેસનારા જે તે સમયના પીઠાધીશે કરાવ્યાના ઉલ્લેખ ગ્રન્થોમાં મળે છે; તેથી તથા દશમા શતક પહેલાં લખાયેલાં પુરાણોમાં દ્વારકામાં પશ્ચિમાભિમુખવાળું હરિમન્દિર હોવાનો ઉલ્લેખ થયો છે તેથી એમ માની શકાય કે હાલનું જગતમન્દિર એ જૂના હરિમન્દિરની સુધારેલી અને વધારેલી આવૃત્તિ છે.

'જગદીશનું મન્દિર તે જગતમન્દિર' એમ વ્યુત્પત્તિ બે સાડીએ તો બુદ્ધિ સ્વીકારે, પણ વ્યાકરણ શાસ્ત્રી ન સ્વીકારે. વળી જગદીશ

તો પૂર્વના અધિષ્ટાતા દેવ જગન્નાથજી માટે વપરાતો શબ્દ છે. જગત નામના રાજવીએ બંધાવેલું દહેરૂં જગત દહેરૂં ગણી શકાય. ઉદેપુરમાં જગતસિંહે બંધાવેલા મન્દિરને જગતમન્દિરનું નામ અપાયું છે. ભિન્નમાલ ગૂજરાતની અસલી રાજધાની હતી. ત્યાં થઇને જગતસોમ નામના કાશ્મીરના રાજા દ્વારકાની યાત્રા કરવા ઇ. સ. ના સાતમા શતકમાં આવતા હતા. તે જગતસોમે ભિન્નમાલમાં મ્હોટું સૂર્યમન્દિર બંધાવ્યું હતું. તેણે દ્વારકામાં જગતમન્દિર બંધાવ્યું હોય, અગર બીજા કોઇ જગતસિંહે જગતદહેરૂં બંધાવ્યું હોય એવો તર્ક સાવ અસ્થાને નથી !

ત્રીજી સમજ એવી છે કે જગતનો અસલી અર્થ "ચાલતું"–" ગતિમાન " એવો થાય છે. તે પરથી જગતસ્વામી એટલે સૂર્ય એવો અર્થ કોષમાંથી મેળવી શકાય છે. હાલ જે સ્થાને જગતદહેરૂં છે તે સ્થાને પહેલાં સૂર્યનું જૂનું મન્દિર હતું, સૂર્ય એટલે ત્રિવિક્રમ. ત્રણ ડગલાંથી જગત જેણે વ્યાપ્ત કરી લીધું તે ત્રિવિક્રમ. એટલે કે હાલનું મન્દિર એ વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપનું મન્દિર છે. પુરાણોમાં પણ દ્વારકાના અધિષ્ટાતા દેવને ત્રિવિક્રમ માન્યા છે. તેથી જગત-દહેરૂં એટલે ત્રિવિક્રમનું–સૂર્યનું–જગતસ્વામીનું દહેરૂં એજ સાચો અર્થ માનવામાં હરકત આવતી નથી. મૂર્તિવિધાનના નિયમો પ્રમાણે વિષ્ણુનાં જુદાં જુદાં સ્વરૂપની–કેશવની, નારાયણની, દામોદરની, ત્રિવિક્રમની–મૂર્તિના હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મની ગોઠવણીનો ક્રમ ભિન્ન ભિન્ન ઠરેલો છે. તે પ્રમાણે તપાસતાં જગતદહેરાંની પરિક્રમાના ગવાક્ષમાં જે મૂર્તિ સ્થપતિએ બેસાડી છે તે ત્રિવિક્રમના સ્વરૂપની જ છે. જે સ્વરૂપ હાલ દ્વારકાના મન્દિરમાં બિરાજે છે તે પણ ત્રિવિક્રમ સ્વરૂપ જ છે. તેમજ દ્વારકાના

મન્દિરમાંથી બેટના મન્દિરમાં મોકલી આપેલી શ્રી દ્વારકાનાથજીની મૂર્તિ પણ ત્રિવિક્રમ સ્વરૂપની જ છે. એટલે જગતદહેરું એ ચોક્કસ રીતે ત્રિવિક્રમનું–સૂર્યનું–જગતસ્વામીનું જ છે, એમ માનવામાં જરા પણ વાંધો રહેતો નથી.

હાલ દ્વારકામાં ત્રિકમરાયનું જે મન્દિર છે તે પણ પુરાતની એટલે દશમાથી બારમા શતકની બાંધણીનું છે. એ મન્દિરના દહેરાંના ગવાક્ષમાં રહેલી મૂર્તિના સ્વરૂપ પરથી સ્પષ્ટ જણાય છે કે એ મન્દિર શ્રી લક્ષ્મીજી–રૂક્મિણીજી–કમલા–માટે બન્ધાયેલું છે. તે મન્દિરની અસલી મૂર્તિ–કમળા–રૂક્મિણી–લક્ષ્મી–કોઈ સંજોગમાં ત્યાંથી ખસેડી તેજ મન્દિરના એક ગોખલામાં બેસાડવામાં આવી છે. તેના પર સંવત (૧૬૬૬) સોળસો છાસઠનો લેખ મોજુદ છે.

હવે, આપણે જગતમન્દિરની ભવ્ય રચનાનો વિચાર કરીએ. કોઈ પણ માણસ જગતદહેરાંને પોતાની દૃષ્ટિમાં ઉતારે કે તરતજ તેને આશ્ચર્યનો અને અદ્ભુતતાનો ભાવ ઘેરી લે છે. નર્યો પત્થરનો એ ઘાટ કયા વિશ્વકર્માએ યોજ્યો હશે અને કયા શીલ્પીએ એને મૂર્તિમન્ત સ્વરૂપ આપ્યું હશે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે પ્રેક્ષકના મનમાં જાગે છે; પછી તો પ્રશ્નોની પરંપરા જામે છે. એ પત્થરા અને શિલાઓ ક્યાંથી લાવવામાં આવ્યાં હશે ? એ પત્થરા કયા પ્રકારના ચૂનાથી કે સીમેન્ટથી ચોટાડવામાં આવ્યાં હશે ? દોઢસો ફૂટ ઉંચાઈએ અખંડ નિસરણી જેવડા પત્થરો કયી કરામતથી ચડાવવામાં આવ્યા હશે ? આજના યુગના સાધનથી પણ એ પત્થરા એટલે ઊંચે ચડાવવાનું કામ વિકટ જણાય તો હજાર વરસ પહેલાં એવી કયી કરામત હશે ? એ મૂર્તિમન્ત શ્રદ્ધા અને ભક્તિના ભવ્ય વિમાનને ઊભું કરવામાં જોઈતું - નાણું કોણે આપ્યું હશે ? જેમ



ફરતા ચાર મંદિરો વચ્ચે ઊભેલું શ્રી જગત મંદિરનું ઊંચેથી લીધેલું દૃશ્ય

સિદ્ધરાજે સહસ્રલિંગ તળાવ રચવા વાસ્તે ઓડ અને ઓડણોનાં ટોળાં બોલાવ્યાં હતાં તેમ આ જગતમન્દિર બંધાવનારે દ્વારકા જેવા અતિ દૂરના ખૂણાના પ્રદેશમાં કયા મજુરસંઘને, કયા કારીગરસંઘને અને કયા સ્થપતિમંડળને બોલાવ્યા હશે ? ઈ. સ. તેરસોની સાલ પછી પાટણ નગરમાં બંધાવેલા ખાનસરોવાના હાડકાં આજે જોઈએ છીએ તો મોટી શિલાઓ જમીન પર પાથરી છે ત્યાં પણ બે શિલાને જોડી રાખવા માટે લોખંડ જેવી ધાતુઓની કડી જેવા ખીલાનો ઉપયોગ થયો જણાય છે. અહીં જગતમન્દિરમાં તો એક ઉપર બીજી એમ શિલાઓ મૂકતાં, નથી વપરાયેલો લાકડાનો કકડો, કે નથી વપરાયો લોખંડનો ખીલોઃ છતાં ગુરુત્વાકર્ષણનો કાયદો સમ્પૂર્ણ દક્ષતાપૂર્વક પાળવામાં આવ્યો છે. આટલા ઊંચા સાતમાળના દહેરાંના પાયા કેટલા ઊંડા ખોદવામાં આવ્યા હશે ! તે પાયા કયા પ્રકારના સીમેન્ટ કૉંક્રિટથી પૂરવામાં આવ્યા હશે ? શું પાયામાં સીસું રેડવામાં આવ્યું હશે ?

આવા પ્રશ્નોની પરંપરામાંથી પ્રવાસી ભાગ્યે જ પરવારે છે. ત્યાં તેમની જાણ માટે ઓર્મિયો–ગોર–કે સાથેનો સ્નેહી નવું નવું બતાવવા માંડે છે ! જુઓ, આખા દહેરામાં કોઈ જગ્યાએ કમાન જોવામાં આવતી નથી. દહેરાં ઉપર આપણે ચડશું ત્યારે જણાશે કે એક માળ પરથી બીજે માળ જવા વાસ્તેની નિસરણી પણ એક સળંગ પત્થરની બનાવવામાં આવી છે. જરૂખા જેવા ગોખ મુખ્ય વિમાનને દરેક માળે ગોઠવ્યા છે. તેના છેક ઉચેના જરૂખા ઉપર ઉડતી અપ્સરાઓ બેસાડવામાં આવી છે. એ અપ્સરાની રચના અને ઊડતા પાંખાળા હાથીની રચના આ દહેરાં ઉપર જોવા જેવી છે. પાંખાળા હાથી અને પાંખાળી પરીઓ આસીરીઅન કે ગ્રીક

સંસ્કૃતિના પડછાયા હોય એમ જણાય છે ! જગતદહેરાંના સભા મંડપની છત ઉપર બહુજ સુન્દર કોતરણીવાળું પત્થરી ઝુમ્મર બેસાડવામાં આવ્યું છે. તે કંઇક અંશે આબુના દહેરાંના કોતરકામની ઝાંખી યાદ આપે છે. દ્વારકામાં આજે ચાલીસ પચ્ચાસ વરસના પત્થરોના મકાનના પત્થરા ખવાઇ ગયેલા જણાય છે. છતાં આ ઝુમ્મર વર્ષોથી એજ સ્વરૂપે ટકી રહ્યું છે. નથી ખરી એક કાંકરી કે નથી પડી કોઇ તડ. એ ઝુમ્મરનો પત્થર આરસનો નથી, છતાં સાદા પત્થર પર આટલું સુન્દર કોતરકામ ઉપજાવનાર કળાધારી એ જૂના કાળમાં મોજુદ હતા એ જ આ દેશની સંસ્કારીતા સમજવી.

જગતમન્દિરના સભામંડપમાં ચાર ચાર થાંભલાનો એક થાંભલો બન્યો હોય તેવા થાંભલા આખી ઇમારતનો ભાર ઉચકીને ઊભા છે તેથી ઘણી જગ્યા રોકાઇ ગઇ છેઃ તેમાં વળી સંકડાશ વધારવા કોઇ સત્તાધીશે સભામંડપને એક ખૂણે મોટી દહેરી ચણાવી છે. એ બહુ અજુકતું લાગે છે, પણ કોઈ સત્તાધીશે એ કાર્ય કર્યું છે તેથી અને સનાતન ધર્મની વિચિત્ર ખાસિયતને કારણે એ દહેરાંમાં દહેરી આજ સુધી ઊભી છે.

જગતદહેરાં ઉપર ચડવા માટે ખાસ સગવડ હોય છે. પગથીઆં ચડી પહેલે માળે જઇએ છીએ ત્યારે જણાય છે કે એક માળની ઉચ્ચાઇ સાત ફૂટથી વધારે હોતી નથી. ત્રીજે માળે પહોંચીએ છીએ ત્યારે સભામંડપની છત આવે છે અને મુખ્ય વિમાનનું પણ જાણે શિખર આવેલું હોય એમ જણાય છે. એ મુખ્ય વિમાનનું શિખર કળશ સહિત છે. ત્યાં શક્તિનું સ્થાન છે અને લોકો શક્તિ માતા તરીકે તેનું પુજન કરે છે. વિચક્ષણ દષ્ટિવાળા પ્રવાસીને કલ્પના કરવાનું મન થાય છે કે મૂળ દહેરૂં આટલુંજ ઉંચું હશે; અને

તેના ઉપર પછીથી કોઇ પ્રતાપી ભક્તે હાલનું દહેરૂં તથા આગળનો સભામંડપ વધારેલ હશે ! સભામંડપના ત્રીજા માળની છત ઉપર જે શિખર છે ત્યાં પણ નાની સરખી બારીએથી જઇ શકાય છે. સભામંડપના એ શિખરને લોકો લાડવા દહેરૂં કહે છે. કારણ કે એ દહેરાંને ટોચ ઉપર મસ્જીદ જેવા ગોળ ગુમ્બજ નથી–પણ ગોળ ગોળ લાડુ જેવા પત્થરના ઢાંકણાથી ઘુમ્મટ ઢાંકવામાં આવ્યો હોય છે. એ લાડવા દહેરા ઉપરથી દ્વારકાનું વિહંગાવલોકન રુચિકર રીતે થઈ શકે છે. પશ્ચિમે મહાસાગરની લીલા, દક્ષિણે ગોમતી–ઘાટની શોભા, અને ઉત્તરે દ્વારકા નગરીનો વિસ્તાર જોઇ શકાય છે. પૂર્વ દિશા જગત-મન્દિરના વિમાનનું ધર્મધોળું શિખર ઢાંકીને ઊભું હોય છે. તેમાં નાની બારી છે. તે બારીએથી જે લોકોને વિમાનની છેક ટોચે જવું હોય તે જાય છે. છેક ટોચે જવા એક ઊભી નિસરણી છે. છેલ્લે પગથીએ નાની બારી છે. તેમાંથી કાળજીથી બહાર માથું કાઢી ધજાના સ્તંભને પકડી માણસ ઉપર જઇ શકે છે. જ્યારે જ્યારે શ્રી દ્વારકાધીશની ધજા ચડે છે ત્યારે ત્યારે અહિંથી ધજા ચડાવનાર અબોટી બ્રાહ્મણ ધજાના સ્તંભ ઊપર થઇ ખાટલા જેવડી વિશાળ પાટલી ઉપર ઊભી ધ્વજાદંડને ઊતારી તેમાંથી જૂની ધજા કાઢી લઇ, નવી બાવન ગજની લાંબી ધજા તે દંડમાં ચડાવે છે અને ફરી ધ્વજાદંડને તેના અસલી સ્થાનમાં રોપી એ નવી ધજાને દ્વારકાનાથના જયઘોષની સાથે ફરકતી કરે છે. કોઇ કોઈ યાત્રાળુને એ ધજા ચડાવતી વખતનો દેખાવ જોવાની તક મળે છે. જ્યારે શ્રી દ્વારકાનાથને નવી ધજા ચડે છે ત્યારે જૂની ધજા લઇ જવાનો અને નવી ધજા ચડાવવાનો હક્ક દ્વારકાના અબોટી બ્રાહ્મણને મળેલો છે; અને ધજા ચડાવ્યાના શુભ કાર્યને અંગે ફરજીઆત બ્રહ્મભોજ યજમાને કરવો પડે છે. તે બ્રહ્મભોજમાં જમવાનો હક્ક દ્વારકાના ગુગલી બ્રાહ્મણજ્ઞાતિને

મળેલો છે. એ બ્રાહ્મણની ન્યાત જમાડયા વિના કોઇ યજમાન શ્રીના શિખર ઉપર નવી ધજા ચડાવી શકતો નથી.

આ જગતદહેરું મહમદ બેગડાએ અને ઔરંગજેબના સૌરાષ્ટ્રમાં રહેતા પ્રતિનિધિ નૌરંગખાનના માણસોએ ખંડિત કર્યું હતું. પરન્તુ વૈષ્ણવ ભક્તોએ ખંડિત થયેલા ભાગની મરામત જે તે સમયે કરાવી હતી. એ મરામત કરવાના કામમાં રોકાયેલા તળાજાના સલાટોએ અને વિસલનગરના સલાટોએ પોતાનાં નામના શિલાલેખો જગતમન્દિરના બીજા માળ ઉપર કોતર્યા છે. પરંતુ એક લેખ સંવત ૧૭૮૬ માં ( ઈ. સ. ૧૭૩૦ ) થયેલા જીર્ણોદ્ધારની પૂર્ણ પ્રતીતિ કરાવે છે. ઓગણીસ શ્લોકોને અંતે નાનો ગદ્યખંડ એ સંસ્કૃત લેખમાં છે. તેનું ગુજરાતી ભાષાન્તર નીચે મુજબ થઇ શકે છે.

સ્વસ્તિ શ્રી જયમંગલ અને અભ્યુદય હજો ! શ્રીમાન રાજા વિક્રમાર્કના સમયના સંવત ૧૭૮૬ ના વર્ષમાં તેમાં શ્રી શાલીવાહન શકના ૧૬૫૧ વર્ષની વસન્તઋતુમાં મહામાંગલ્ય માસોત્તમ માસે વૈશાખ માસે શુકલ ત્રીજને ગુરૂવારે શ્રી મહારાજાધિરાજ શ્રી દ્વારકાધીશના મન્દિરના જીર્ણોદ્ધારની પરિપૂર્ણતા નિમિત્તે વિષ્ણુયાગ મહોત્સવમાં શ્રી પરિવ્રાજકાચાર્ય શ્રી પ્રકાશાનન્દે બધા બ્રાહ્મણોને દક્ષિણા આપી તે વખતે શ્રી ભગવાનના મનરૂપ લાખા ઠાકર દ્વારા પ્રેરાયેલા માણેક વાઘેરવંશીય બાપભા વગેરેએ મળીને બ્રાહ્મણોનો અડધો કર છોડી દીધો. તેઓએ કરસંપુટ કરીને એમ નિવેદન કર્યું કે હવે પછી અમે અને અમારા વંશજો બ્રાહ્મણોના કરમાંથી છોડી દીધેલો અડધો વેરો કદિ પણ લેશું નહિ. હે ! સ્વામીન ! તમે કરેલા વિષ્ણુયાગ મહોત્સવમાં આ જ અમારી દક્ષિણા માની લેજો. " ( સંસ્કૃત પાઠ માટે જુઓ પ્રકરણ સાતમું )

જમત દહેરાંની હકીકત આ રીતે સમેટતાં પહેલાં એટલું કહેવાની જરૂર છે કે લોકોક્તિ એવી છે કે—શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ પ્રભાસક્ષેત્રમાં થયા પછી વજ્રનાભે—શ્રીકૃષ્ણના પ્રપૌત્રે દ્વારકામાં શ્રીકૃષ્ણમન્દિર બાંધ્યું છે. અને વજ્રનાભને આ જગતદહેરૂં બાંધવામાં સાક્ષાત વિશ્વકર્માની મદદ મળી હતી. આ ઉપરથી દ્વારકાના સામાન્ય સમજના ગોર લોકો યાત્રાળુઓને એમ જ કહે છે કે જમતમન્દિર વિશ્વકર્માએ એક રાતમાં દૈવી શક્તિથી બાંધી આપ્યું છે.

વજ્રનાભને મથુરાની અને દ્વારકાની ગાદી અપાયાની હકીકત પુરાણોમાં છે. તેથી વજ્રનાભે પોતાના કુલચન્દ્ર શ્રીકૃષ્ણદાદાનું સ્મરણ સતત ચાલુ રાખવા કોઇ પણ પ્રકારની તજવીજ કરી હોય તે સમ્ભવિત છે. પરન્તુ એ તો ઇતિહાસયુગની પહેલાંની વાત રહી. આજે તે દિવસોની કથા કહેનાર સાહિત્યો મળવાં અતિ કઠણ છે. કાલના દ્વારકાના મન્દિરની આસપાસ કોઇ કાળે ખોદકામ થાય અને જેમ સિન્ધ દેશમાં પૃથ્વીના પેટમાંથી મોટાં દટાઇ ગયેલાં શહેરો નીકળી પડયાં છે તેમ દ્વારકામાં જૂની કથા કહેતાં કોઇ અવશેષો નીકળી પડે તો આ પુરાણની વાત્તને ટેકો મળે ! *



* વજ્રનાભ નામનો કોઈ રાજા પણ હોય !

## પ્રકરણ ૪.

## ની મુસાફરી

અસલના સમયમાં દ્વારકાની યાત્રા અતિ કઠણ મનાતી હતી. કારણ કે દ્વારકા જવાનો માર્ગ બહુ વિકટ હતો. કાઠિઆવાડના મશહુર શહેર જામનગર આગળ થઇને બળદ ગાડામાં બેસી લોકો સ્થળે સ્થળે મુકામ કરતા કરતા દ્વારકા પહોંચતા હતા. રસ્તામાં દ્વારકાની આસપાસ વસતા કાબા લોકો યાત્રાળુને ત્રાસ આપતા હતા. શ્રીકૃષ્ણ પ્રભાસક્ષેત્રે સ્વધામ પહોચ્યા પછી શ્રી શંખોદ્ધાર-માંથી યાદવોના સ્ત્રીજનને લઇને અર્જુન હસ્તિનાપુરી જતા હતા ત્યારે તેમને કાબા લોકોએ લુંટયાની વાત સમ્બન્ધી જાણીતી લોકોક્તિ પ્રચલિત છે

નરસેં તો કછુ નહિ સમય હોત બળવાન,
કાબે અર્જુન લુટીયો, વોહી ધનુષ વોહી બાણ.

આવી પગરસ્તાની વિકટ યાત્રામાં જેમ બને તેમ ઓછી અગવડ પડે તેના હેતુથી ઘણા પુણ્યશાળી શ્રીમન્ત લોકોએ જામનગર અને દ્વારકા વચ્ચે તેમ જ પોરબંદર અને દ્વારકા વચ્ચે ગામે ગામ સુન્દર ધર્મશાળાઓ યાત્રાળુના ઉતારા માટે બાંધી હતી, પાણીના કુવા અને વાવડીઓ સ્થળે સ્થળે બનાવવામાં આવ્યાં હતાં. તે

વખતે દ્વારકાની યાત્રા એકલ ડોકલ માણસથી થતી નહિ–પરન્તુ યાત્રાળુના સંઘની સાથે રહી માણસ યાત્રા કરતો હતો.

રેલ્વેનો યુગ કાઠિઆવાડમાં ઇ. સ. ૧૮૯૦ પછી બેઠો. ત્યારે પણ દ્વારકાનું નજીકનું રેલ્વે સ્ટેશન પોરબન્દર દ્વારકાથી ૬૦ માઇલ દૂર હતું. પરન્તુ એ અરસામાં આગબોટની મુસાફરી ચાલુ થઇ હતી. દ્વારકા સમુદ્ર કાંઠે હોવાથી મુંબઇથી, પોરબંદરથી, કરાંચીથી યાત્રાળુઓ આગબોટ મારફત દ્વારકાની યાત્રાએ આવતા હતા. સમુદ્રને માર્ગે થતો પ્રવાસ ઓછો ત્રાસદાયક નહોતો.

ઇ. સ. ૧૯૨૦ પછી બે વરસે દ્વારકા અને જામનગર વચ્ચે રેલ્વેનો સમ્બન્ધ જોડાયોઃ ત્યાર પછી દ્વારકાની યાત્રાએ જનાર લોકો પોતાને ગામથી વીરમગામ સ્ટેશને પહોંચે છે; અને ત્યાંથી કાઠિઆવાડમાં પ્રવેશ કરી રેલ્વે માર્ગે વઢવાણ રાજકોટ અને જામનગર થઇ દ્વારકા આવી પહોંચે છે.

બનતાં સુધી યાત્રાળુ દ્વારકામાં સાંજે ૭ વાગ્યા સુધીમાં પહોંચતી આગગાડીમાં પહોંચી આવવાનું વધારે પસન્દ કરે છે કારણ કે રાતે અન્ધારામાં આવતી આગગાડીના ઉતારૂઓને દ્વારકા જેવા અજાણ્યા સ્થળમાં રાતે મુકામની જગ્યા શોધવી જરા કઠણ પડે છે. તો પણ સામાન્ય રીતે ગોરપદું કરનાર ગોર–પંડ્યા સ્ટેશને આવેલા હોય છે અને તે યાત્રાળુઓને બધા પ્રકારની દોરવણી આપે છે. જામનગર દ્વારકા રેલ્વે–ખાતા તરફથી પણ યાત્રાળુ માટે ખાસ સવલતો રાખવામાં આવે છે.

રેલ્વેના સ્ટેશનેથી દ્વારકા શહેર દોઢ માઇલ દૂર છે. સ્ટેશન ઉપર જ બહુ સુન્દર ધર્મશાળા આવેલી છે. રાત હોવાના કારણે

અગર બીજા કોઇ કારણે જે માણસ સીધો દ્વારકા શહેરમાં જવા ન ઇચ્છે તે આ ધર્મશાળામાં વિશ્રાન્તિ લઇ શકે છે.

સામાન્ય પ્રકારની ઘોડાગાડીઓ સ્ટેશન ઉપર આગગાડીને સમયે ઊભેલી હોય છે. કોઇ વાર રેલ્વે ખાતાની " મોટર બસ " ઊભેલી હોય છે. ગાડી હાંકનારા પણ ઉતારૂઓને મનગમતી ધર્મશાળામાં લઇ જાય છે.



## દ્વારકામાં ઊતારાની સગવડ

દ્વારકામાં વડોદરા રાજ્ય તરફથી મુસાફરી બંગલો રાખવામાં આવ્યો છે. તેમાં મુખ્યત્વે તો સરકારી કામે આવજા કરનારા રાજ્યના અમલદારો ઉતરે છે. તો પણ જ્યારે તે બંગલો ખાલી હોય છે ત્યારે રાજ્યના ઠરેલા ધોરણસર ભાડું લઇ એ બંગલામાં ઊતારાની સગવડ ઉતારૂને આપવામાં આવે છે. એ બંગલામાં મુકામ માટે બધી સામગ્રી રાખવામાં આવેલી હોય છે. બાંધકામ ખાતાના અધિકારીએ નીમેલો પગી એ બંગલાની દેખરેખ રાખે છે.

રાજા મહારાજા, શેઠ શાહુકાર, સરદાર ઇનામદાર વગેરેને ઉતરવા માટે આ મુસાફરી બંગલામાં અથવા તો શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજીના "સિન્ધુ સદન" નામના બંગલામાં સારી સગવડ હોય છે. યોગ્ય ભાડું આપી મુસાફર આ બંગલાનો ઉપયોગ કરી શકે છે. મોરબી રાજ્યે એક ઉતારો "મોરબી હાઉસ"ના નામથી સમુદ્રકાંઠે બન્ધાવ્યો છે. તે કેવળ રાજમહેલ જેવો દેખાય છે.

ઘણે ભાગે યાત્રાળુઓ મોટી ધર્મશાળામાં બધા પ્રકારની સગવડ મેળવી શકે છે. દર વરસે દ્વારકામાં હજારો માણસો યાત્રાએ આવે છે તેથી તેમની સગવડ માટે અનેક પ્રશસ્ત ધર્માલયો દ્વારકામાં

બન્ધાયાં છે. તેમાં કેટલીક ધર્મશાળામાં યાત્રાળુને વાસણ-કુસણ, પથારી પાગરણ, ટેબલ ખુરશી, દીવા બત્તી-વગેરેની સગવડ આપવામાં આવે છે. ગૂજરાતના બીજા યાત્રાના સ્થળો પેઠે દ્વારકામાં યાત્રાળુઓના ઊતારાની સગવડ ગોરને ઘેર કદિ થતી જ નથી. તેનું એક કારણ એ છે કે દ્વારકા એ અખિલ ભારતવર્ષીય યાત્રાનું મથક છે; એટલે ખૂણે ખૂણેથી આવનાર યાત્રાળુને ગુજરાતી અને કાઠિઆવાડી રહેણી કરણી અનુકૂળ પડે જ નહિ. હિન્દુસ્તાનની એક પણ જાત કે ઓલાદ એવી નહિ હોય કે જે દ્વારકામાં આવી ન હોય. નેપાળ ભૂતાનના લોકોથી માંડીને કાશ્મીરના પંડિતો સુધી દ્વારકામાં આવી ગયા હોય છે: બંગાળી, પંજાબી, સિન્ધી, મારવાડી, અયોધ્યાવાસી, બુન્દેલખંડી, નીમાડી, મહારાષ્ટ્રિ, કાનડી, મદ્રાસી, ઉડીઆ, પુરબીઆ, અને કચ્છી, કાઠીઆવાડી-ઠમછબથી દ્વારકાનો શહેરી અજાણ્યો હોતો નથી.

દ્વારકામાં "દેવી ભવન" નામની ધર્મશાળા મારવાડી શેઠે બન્ધાવી છે તે બહુ વિશાળ અને સારી વ્યવસ્થાવાળી છે. તે શહેરની વચ્ચે આવેલી છે. "ભદ્રકાળીની ધર્મશાળા" ઘણા ઊતારૂને ઉતારો આપી શકે તેવડી મોટી છે. તે સિવાય વાણીઆ અને ઇતર ગૂજરાતી પ્રવાસી માટે "લાલભવન" અને "કહાન ભવન" નામની ધર્મશાળા સારી છે ભાટીઆ માટે લધુકાળાની જગ્યા, અને પ્રેમવિલાસ નામની ધર્મશાળા, પાદશાહની હવેલી, શ્રીરામ ધર્મશાળા, નાગર માટે નાગરનિકેતન, ખારવા કોમનું "સાગર ભવન" આહેરની જગ્યા, રબારીની ધર્મશાળા, કલ્યાણ ભવન, ધર્મવાડો વગેરે સ્થળો મુકામ કરવા માટે સારાં ગણાય છે.

પોતાની સાથે તમ્બુ અને રાવટીઓ લઇને કોઇ સંઘ દ્વારકા આવે તો એમના માટે ભડકેશ્વરના મેદાનમાં અને રાવળા તળાવના મેદાનમાં વિશાળ જગ્યા મળી શકે છે.

સાધુઓની જમાત જ્યારે જ્યારે દ્વારકા આવે છે ત્યારે ત્યારે શ્રી સિદ્દનાથના ચોગાનમાં અથવા શ્રી કૃકલાશ કુંડના મેદાનમાં તે જમાત પોતાના આશ્રમ જમાવે છે.

પરમહંસ સન્યાસીઓ માટે બિકાનેર રાજ્યની ધર્મશાળા બધી સગવડ આપે છે.



## દ્વારકામાં યાત્રાળુનો કાર્યક્રમ

દ્વારકાને મોક્ષ આપનાર પુરી માની જે યાત્રાળુ દ્વારકામાં આવે છે તેની સંખ્યા નાની સુની હોતી નથી. પ્રત્યેક વરસે દ્વારકાની યાત્રાએ આશરે ત્રીસથી ચાલીસ હજાર માણસો આવે છે. પંઢરપુરની યાત્રા જેમ આષાઢી એકાદશીને રોજ હોય છે. મથુરાજીમાં યમદ્વિતીયાને રોજ માણસો જવાનું પસન્દ કરે છે તેમ દ્વારકાની યાત્રા માટે ખાસ દિવસ નિયત થયેલો નથી. એ સ્થળની યાત્રા બારે માસ ચાલુ હોય છે, જો કે હોળીના ઉત્સવ પ્રસંગે, દીવાળીના ઉત્સવ પ્રસંગે, અને શ્રાવણ માસમાં હિન્ડોલાના ઉત્સવ પ્રસંગે દ્વારકામાં યાત્રાળુની મેદની વધારે હોય છે.

દ્વારકામાં યાત્રાળુના કાર્યક્રમમાં નીચેની બાબતનો સમાવેશ થાય છે. (૧) તીર્થોપવાસ, (૨) તીર્થસ્નાન, દેવતર્પણ, પિતૃતર્પણ અને પિતૃશ્રાદ્ધ. (૩) શ્રી દ્વારકાધીશનું પૂજન અને દેવદર્શન. (૪) દ્વારકા પરિક્રમણ અને તીર્થાટન, (૫) બ્રાહ્મણપૂજન, (૬) કથા, કીર્તન અને પુરાણ-શ્રવણ. (૭) બ્રાહ્મણભોજન અને દીનભોજન. (૮) દાનદક્ષિણા.

### ૧ તીર્થોપવાસ

યાત્રાળુ જે દિવસે દ્વારકામાં પગ મૂકે છે તે દિવસે અમર

તેને બીજે દિવસે તે અનશનવ્રત પાળે છે અને એ પ્રકારના ઉપવાસથી પોતાના શરીરને શુદ્ધ બનાવે છે. અનેક પ્રકારના દોષથી શરીર મેલું બન્યું હોય તો તીર્થોપવાસથી એ મેલ દૂર થવા પામે છે. શરીરના મેલ દૂર થવાથી માનસિક અને આધ્યાત્મિક બળ વધવા સમ્ભવ રહે છે.

## ૨ તીર્થસ્નાન, દેવતર્પણ, પિતૃતર્પણ, અને પિતૃશ્રાદ્ધ.

તીર્થોપવાસને બીજે દિવસે શૌચકર્મ કરી લીધા પછી ઘણા યાત્રાળુઓ મુકામ ઉપર નાહીને પવિત્ર બની ગોમતી તીર્થસ્નાન કરવા જાય છે. વાસી શરીરે પવિત્ર તીર્થમાં ન્હાવું એ વ્યાજબી નથી એમ સમજી ઘણા લોક મુકામ પર સ્નાન કર્યા વિના ગોમતી નદીએ જતા નથી.

ગોમતી નદી મનુષ્યોના ઉદ્ધાર માટે સ્વર્ગથી ઊતરી આવી છે એવી માન્યતા ઘર કરી બેઠી છે. દ્વારાવતી પુરી સાથે ગોમતીનું સાહચર્ય પુરાણપ્રસિદ્ધ છે.

સ્કન્દપુરાણમાં પ્રભાસખંડમાં દ્વારકામહાત્મ્ય વર્ણવ્યું છે–માંથી નીચેના શ્લોક ગોમતી અને દ્વારકાના સાહચર્ય માટે જાણવા જેવા છે.

वहते गोमती यत्र सागरेण समंततः ।
द्वारावतीति सा विप्रा आनर्तेषु प्रकीर्तिता ॥

(અધ્યાય બીજો શ્લોક ચોથો)

यत्र त्रैविक्रमी मूर्तिर्वहते यत्र गोमती ।
नरा मुक्तिं प्रयास्यन्ति चक्रतीर्थेन संगताः ॥

( ચોથો અધ્યાય શ્લોક અગીઆરમો )

यत्रास्ते गोमती पुण्या सागरेण समन्विता ।
पश्चिमाभिमुखो यत्र महाविष्णुः सदास्थितः ॥

( અધ્યાય ઓગણત્રીસ શ્લોક ચુમાલીસ )

**ભાવાર્થ**—આનર્ત દેશમાં સાગરની નજીક જ્યાં ગોમતી નદી વહે છે તે જ દ્વારાવતી સમજવી. (૨) જ્યા ત્રિવિક્રમ સ્વરૂપે વિષ્ણુ બિરાજે છે, જ્યાં ગોમતી નદી વહે છે—ત્યાં ચક્રતીર્થનો આશ્રય લેનાર માણસ મુક્તિ પામે છે. (૩) જ્યાં પુણ્યશાળી ગોમતી સાગર સાથે સંગમ પામે છે, જ્યાં પશ્ચિમાભિમુખે મહાવિષ્ણુ સદા બિરાજે છે. તે જ દ્વારાવતી.

દ્વારકામાં ગોમતી ઘાટ ઘણો રમ્ય અને સાત્વિક ભાવના પ્રેરે તેવો છે. હરિકુંડથી માંડીને છેક ગોમતીના સંગમસ્થાન સુધીનો પટ પવિત્ર મનાય છે. હરિકુંડ ઉપર જ શ્રી વલ્લભાચાર્યે પવિત્ર ગ્રન્થ શ્રીમદ્ ભાગવતનું પારાયણ કર્યું હતું. તે સ્થાને શ્રી મહાપ્રભુની ( શ્રી વલ્લભાચાર્યની ) બેઠક મોજુદ છે. વૈષ્ણવો તે બેઠકજીની ઝારી ભરવાની સેવા કરી, શ્રી ને ધોતી ઉપરણો ધરાવી, અગર મેવા મિસરીનો ભોગ સમર્પી કૃતાર્થ થાય છે.

ગોમતીના હરિકુંડ પાસે સરકારી ચાવડી છે, ત્યાં યાત્રાળુઓ પાસેથી ગોમતીસ્નાન માટેનો કર ઉઘરાવવામાં આવતો હતો. એ



જગત મન્દિરની છાયામા ગોમતી ઘાટ અને હરિકુંડ

કર અતિ પ્રાચીન સમયથી યોજાયેલો છે. સંવત ૧૭૮૬ ના લેખનો ઉલ્લેખ આગલે પાને શ્રી જગતદહેરાંનો જીર્ણોદ્ધાર કરી શ્રી શંકરાચાર્ય પ્રકાશાનન્દજીએ કરેલા વિષ્ણુયાગની માહિતી આપતાં કર્યો છે. તેમાં તે વખતના ગરાસીઆ માણેક માપભાએ બ્રાહ્મણો પાસેથી કર લેવાનું માફ કર્યાનું જણાવવામાં આવ્યું છે. આ વેરો યાત્રાળુવર્ગમાં જાણીતો હતો. તેથી શ્રી દ્વારકાની યાત્રાએ જતા આવતા માણસોને મોઢે એક કહેતી પ્રચલિત થઇ જવા પામી છે.

દંડ મુંડ અને ડામ, એ રણછોડજીને ધામ.

દંડ એટલે ગોમતી સ્નાનનો કર, મુંડ એટલે તીર્થને કાંઠે મુંડન કરાવવું–માથાના અને મુછના વાળ કઢાવવા, ડામ એટલે માણસની ભુજા ઉપર શંખચક્રની ગરમ ધગધગતી છાપ ( મુદ્રા ) લેવી તે.

૧૯૪૩ માર્ચ માસ સુધી ગોમતી સ્નાન માટેનો કર માત્ર એક રૂપીઓ લેવામાં આવતો હતો. તે દેવસ્થાન નિધિમાંજ જમા થતો અને તેનો ઉપયોગ દ્વારકાના તીર્થસ્થળની મરામત માટે તથા દેવસ્થાનોની સુવ્યવસ્થા માટે થતો હતો. હાલમાં એ કર વડોદરા રાજ્યે તદ્દન જતો કરી રાજ્યની કીર્તિમાં વધારો કર્યો છે; " કર કરનારો જાય પણ કર ન જાય " એ જૂની કહેવતને શ્રીમંત વડોદરા નરેશે ખોટી પાડી ભવિષ્યના રાજાઓને માટે નવો ચીલો પાડયો છે. આ કરની પેદાશ વર્ષે ઓછામાં ઓછી આશરે વીસ હજાર અને વધારેમાં વધારેમાં વધારે ચાળીસ હજાર હતી.

ગોમતી તટ ઉપર આવીને યાત્રાળુઓ હરિ કુંડ પાસે તીર્થ મુંડન કરાવવા બેસે છે. હાલના યુગમાં બહુ થોડા યાત્રાળુઓ મુંડન કરાવે છે. તો પણ જેમની ઇચ્છા તીર્થશ્રાદ્ધ કરવાની હોય છે તેમને તો મુંડન કરાવવાની પુરોહિત ફરજ પાડે છે.

મુંડન થયા પછી તીર્થગોર તરફથી રાખવામાં આવેલા પુરોહિત શાસ્ત્રોક્ત સ્નાન વિધિના મંત્રથી યાત્રાળુને સ્નાન કરાવે છે, દેવ તર્પણ કરાવે છે, ઋષિ તર્પણ કરાવે છે અને પિતૃ તર્પણ કરાવે છે; તે પછી ગોમતીના તટ ઉપર પિતૃશ્રાદ્ધ પણ કરાવે છે. સાદા શ્રાદ્ધમાં માત્ર પિંડદાનની ક્રિયા હોય છે અને નારાયણબલિ નામના શ્રાદ્ધમાં દેવોનુ આવાહન હોય અને પિંડદાન વગેરે ક્રિયાઓ હોય છે. હરિકુંડ ઉપર સ્નાન થયા પછી યાત્રાળુને ગોમતીના સંગમ ઉપર લઈ જવામાં આવે છે. ત્યાં જતાં જતાં રસ્તામાં ગોમતીના જુદા જુદા ઘાટ પરથી પસાર થવું પડે છે. એ ઘાટનાં નામો રાખવામાં આવેલ છે. પાંડવ ઘાટ, રામ ઘાટ, ગૌ ઘાટ, સંગમ ઘાટ વગેરે. ગૌ ઘાટ ઉપર સ્નાન કરી ગૌદાન કરવામાં મોટું પુણ્ય મનાય છે.

ગોમતીમાં અસલી કાળમાં મીઠાં પાણી વહેતાં હશે કે કેમ તે કહેવાતું નથી; પરન્તુ અત્યારે તો ચોમાસાના દિવસોમાં જ ગોમતીમાં મીઠું પાણી વહેતું આવે છે અને સમુદ્રમાં તે વહન મળે છે. બાકીના સમયમાં તો સમુદ્રના પાણીમાં જ્યારે ભરતી આવે છે ત્યારે સંગમદ્વારમાંથી સમુદ્રનું પાણી ગોમતીના પટને છલોછલ ભરી મૂકે છે અને સમુદ્રમાં ઓટની ક્રિયા શરૂ થાય છે ત્યારે ગોમતીમાં ભરાયેલું પાણી સંગમદ્વારમાંથી પાછું સમુદ્રમાં જ જતું રહે છે. દરરોજ બે વખત ભરતી ઓટ થાય તેથી ગોમતીમાં બે વખત સમુદ્રનું પાણી આવે છે, વળી ઉનાળાના અને ચોમાસાના દિવસોમાં પૂરજોસથી ભરતી આવે છે અને શીયાળાની ઋતુમાં સાદી ભરતી આવે છે. આઠમ, સાતમ જેવી તીથિઓના દિવસમાં નાની ભરતી આવે છે અને બારસ તેરસ ચૌદસ, પૂનેમ તથા

અમાસના રોજ સમુદ્રમાં મોટી ભરતી આવે છે. આ કારણોથી દ્વારકામાં આવેલા બધા યાત્રાળુને ગોમતીનું સ્વરૂપ એક સરખું દેખાતું નથી. કોઇએ અમાસ પૂનેમની ભરતીને સમયે ગોમતીને પ્રમત્ત સ્વરૂપે નીહાળી હોય છે અને કોઇએ સાતમ આઠમના રોજ ગોમતીના પટને રેતીથી છવાયેલા રૂપે જોયું હોય છે.

યાત્રાળુ જો ભાવિક હોય છે તો ગોમતીને પ્રત્યેક ઘાટે ઘાટે પુરોહિત તેમને સ્નાન કરાવે છે; નહિં તો ઘાટે ઘાટે ગોમતીના જળનું આચમન કરવાનું કહે છે. સંગમઘાટ ઉપર તો અવશ્ય સ્નાન થવું ઘટે છે. ત્યાં અધિષ્ટાતા દેવ સંગમ નારાયણનું ભવ્ય મન્દિર છે. એ મન્દિરનો પાયો કેવો મજબૂતાઇથી નંખાયો હશે તેની કલ્પના તે સ્થળે ઊભા રહી તે મન્દિરની પીઠપર આવેલા કીલ્લાની ભીંતપર અફળાતા સમુદ્રના મોજાના પછડાટ જોયા પછીજ થઇ શકે છે. આવી અસલી મનુષ્યકૃતિઓ જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે જૂના સમયના સ્થપતિ, કડીઆની હીકમત માટે આપણને માન થાય છે અને હાલના ઇજનેરના નકશા પરથી અને ચાંપતી દેખરેખ તળે મ્યુનિસિપૅલિટીના કે સરકારી કાયદા કાનુનસર બંધાયેલાં મકાનો બે ચાર વરસમાં ભયંકર અકસ્માત રૂપે તૂટી પડે છે તેનો પણ વિચાર દીલમાં જાગે છે.

સંગમનારાયણથી મહાસાગરની શરૂઆત થાય છે. ત્યાં ચક્રતીર્થ આવેલું છે. ચક્રનારાયણનું મન્દિર ત્યાં છે. એ સ્થળે ન્હાવાનું, તર્પણ કરવાનું અને શ્રાદ્ધ કરવાનું શાસ્ત્રમાં વિહિત કરેલું છે.

## ૩ શ્રી દ્વારકાધીશનું પૂજન અને દેવદર્શન—

પુરાણની એક કથા છે કે ઘોર કલિયુગના આરંભમાં શ્રીકૃષ્ણના દેહનો ઉત્સર્ગ પ્રભાસમાં થયા પછી દેવો અને ઋષિઓની જિજ્ઞાસા થઇ કે કલિયુગમાં વિષ્ણુનો વાસ હવે કયાં શોધવો. તેથી તે શંકાના સમાધાન માટે તેઓ બ્રહ્માજી પાસે ગયા; તેમણે તે શંકાનું સમાધાન પાતાળમાં વસતા ભગવદ્ ભક્ત પ્રહ્લાદ પાસેથી કરાવી લેવાનું કહ્યું. તેથી દેવો અને ઋષિઓ પ્રહ્લાદ પાસે ગયા તેમણે તેમની શંકાનું સમાધાન નીચેના શ્લોકથી કર્યું હતું.

पश्चिमस्य समुद्रस्य तीरमाश्रित्य तिष्ठति
कुशस्थलीति या पूर्वं कुशेन स्थापिता पुरी ॥३॥

वहते गोमती यत्र सागरेण समन्विता
द्वारावती च सा विप्रा आनर्तेषु प्रकीर्तिता ॥४॥

तस्यां वसति विश्वात्मा भुक्तिमुक्तिप्रदोहरिः
कलाषोडशसंयुक्तो मूर्तिद्वादशसंयुतः ॥५॥

तदेव परमं धाम तदेव परमं पदं
द्वारका सा च वै धन्या यत्रास्ते मधुसूदनः ॥६॥

यत्र कृष्णश्चतुर्बाहुः शंखचक्रगदाधरः
नरामुक्तिं प्रयास्यन्ति तत्र गत्वा कलौ युगे ॥७॥

( દ્વારકા મહાત્મ્ય અધ્યાય બીજો )

શ્લોકોનો સાર એ છે કે કલિયુગમાં શ્રી મધુસૂદન શ્રીકૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે પશ્ચિમે સમુદ્રના તટ પર કુશ રાક્ષસે વસાવેલી કુશસ્થલીને સ્થાને વસેલી દ્વારકાપુરીમાં બિરાજે છે. ત્યાં જવાથી માણસો મુક્તિ પામે છે.

કલિયુગમાં વિષ્ણુનું સ્થાન માત્ર દ્વારકામાંજ રહ્યું છે એવી સમજથી વૈષ્ણવો દ્વારકાનાથના દર્શને આવવાનો આગ્રહ સેવે છે. બીજી એક પુરાણોક્તિ આ વાતને ટકાવી રાખવા પ્રચલિત થઇ છે; તે અત્રે ઉતારવામાં આવે છે.

सुराष्ट्रे पंच रत्नानि नदी नारी तुरंगम· ।
चतुर्थः सोमनाथश्च पंचमं हरिदर्शनम् ॥

સુરાષ્ટ્ર ( સોરઠ )માં એટલે કાઠિઆવાડમાં પાંચ રત્નો છે. (૧) નદી (૨) સ્ત્રી (૩) ઘોડાની જાત, ચોથું રત્ન સોમનાથ છે. પાંચમું હરિદર્શન છે.

આ પરથી જણાય છે કે સૌરાષ્ટ્રમાં શ્રી દ્વારકાધીશનું પૂજન અને દર્શન એ અણમૂલી લ્હાણ છે. દ્વારકાના અસલી વાઘેરોએ પોતાની ભાષામાં એક કહેતી સંઘરી રાખી છે કે—

ઉટકંટો ને આમલી ઓખે મેવો એહ
અકડો નહોત જો નાથજી તો જંગલ જેડો દેશ.

ઓખામંડલમાં જો કોઇ વનસ્પતિ મેવારૂપે પાકતી હોય તો તે ઉટકંટો અને આમલી એ બેજ ચીજ છે. જો ઓખામંડલમાં એક નાથજી—દ્વારકાનાથજી—નહોત તો ઓખો જંગલ જેવો વેરાન દેશ ગણાત.

ગોમતીસ્નાન કરી શ્રી શારદામ્બાનાં દર્શન કરી શારદામઠમાં આદિ શંકરાચાર્યની મૂર્તિના દર્શન કરી છપ્પન પગથીઆંની સ્વર્ગ નિસરણી ચડી યાત્રાળુ સ્વર્ગદ્વાર નામના દરવાજેથી શ્રીહરિના મન્દિરપ્રદેશમાં દાખલ થાય છે. સવારે આઠથી નવ વાગ્યાને સુમારે શ્રી દ્વારકાધીશનાં કેસર સ્નાનની વિધિ થાય છે. તે વિધિમાં યાત્રાળુ સામેલ થાય છે અને પૂજારીઓ ષોડશોપચારથી દૂધ, દહીં, મધ, ઘૃત, શર્કરા, કેસર, ચન્દન, અત્તર, કપૂર વગેરે પદાર્થોથી શ્રી દ્વારકાધીશનું સ્નાન અને પૂજન યાત્રાળુ પાસે કરાવે છે. ઘણા યાત્રાળુઓ પૂજન કરી શ્રી અંગને સ્પર્શી, ચરણસ્પર્શ કરી સારાં વસ્ત્રો અને આભૂષણો શ્રી દ્વારકાધીશને અર્પણ કરે છે. એમને માટે પણ સામગ્રી શ્રીના ભંડારમાં અર્પણ કરે છે. શ્રી દ્વારકાધીશના પૂજનમાં તુલસીદળનો મહિમા વિશેષ મનાય છે એટલે કેટલાક યાત્રાળુઓ વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરતા કરતા તુલસીના સહસ્ર દળ શ્રીને ચરણે ચડાવે છે, અને છેવટે તુલસીની જયમાલા શ્રીનો અંગીકાર કરાવે છે. પૂજન કરી પરિક્રમણ કરવાનો વિધિ થાય છે. કોઈ એક, કોઇ સાત, કોઇ એકસો આઠ પરિક્રમણ કરે છે.

દ્વારકાના મન્દિરપ્રદેશમાં શ્રી દ્વારકાધીશ ઉપરાંત બીજા અનેક દેવોનાં મન્દિરો છે માતુશ્રી દેવકીજી, ત્રિકમરાય, કલ્યાણરાય, માધવરાય, પુરુષોત્તમરાય, પટરાણી લક્ષ્મીજી, સત્યભામાજી, રાધિકાજી, જાંબુવતીજી, શ્રી લક્ષ્મીનારાયણ, શ્રી દુર્વાસા ઋષિ, અંબાજી, ગાયત્રીદેવી અને કુશેશ્વર મહાદેવ એ મુખ્ય છે. દુર્વાસા ઋષિનાં દર્શન અને કુશેશ્વર મહાદેવનાં દર્શન અવશ્ય કરવાં ઘટે છે. યાત્રાના પુણ્યના અમુક અંશના એ ભાગીઆ મનાય છે. માટે પૂરેપૂરું પુણ્ય ઇચ્છનારે એમનું પૂજન અર્ચન અને દર્શન અવશ્ય કરવું

ધરે છે. દેવ દર્શનનું કાર્ય પૂરું કરી યાત્રાળુ ગોક્ષદ્વાર નામના બીજા દરવાજામાંથી મન્દિરની બહાર નીકળી દ્વારકાની બજાર નીરખતાં નીરખતાં મુકામ પર પહોંચે છે.

## ૪ દ્વારકા પરિક્રમણ અને તીર્થાટન

વાસ્તવિક રીતે દ્વારકાની પરિક્રમાનો કાર્યક્રમ યાત્રાળુએ સવારે જ રાખવો જોઇએ; જેથી પરિક્રમામાં આવતા દેવમન્દિરમાં ન્હાઇને સ્વચ્છ બનેલ યાત્રાળુ ધારે તો પૂજન માટે પ્રવેશ પણ કરી શકે. પરન્તુ આજકાલના ઊતાવળીઆ યુગમાં થોડા દિવસમાં દ્વારકાની યાત્રા પૂરી કરવાવાળાને તો એક જ દિવસમાં બધું પતાવવું હોય છે, એટલે સવારનો સમય ગોમતીસ્નાન કરવામાં અને શ્રી દ્વારકાનાથજી આદિ દેવના દર્શન કરવામાં ગાળવામાં આવે છે અને સાંજને સમયે દ્વારકાની પરિક્રમાનું કામ થાય છે. શ્રી ગોમતી તટ ઉપરથી પરિક્રમાનો આરંભ થાય છે. હરિકુંડ ઉપર આચમન લઇ પરિક્રમાનો સંકલ્પ કરવામાં આવે છે. તે પછી શ્રી હરિકુંડ પર આવેલાં મન્દિરોમાંના દેવોનાં દર્શન કરવામાં આવે છે. ગોમતીજી, શ્રી કૃષ્ણ, દામોદરજી, શ્રી મહાપ્રભુજી, નામળશાહ શેઠ, નરસિંહ મહેતા, ગોવર્ધનનાથજી અને શારદામઠ તથા નારદામઠ એટલાં સ્થળનો એક ઝુમખો ગણાય છે.

ગોમતીના ઘાટ પર આવતાં સામે કાંઠે " પંચકુઇ " નામથી ઓળખાતું તીર્થ નજરે પડે છે. એ પુરાણ પ્રસિદ્ધ બ્રહ્માજીના પાંચ પુત્રે આણેલી પાંચ નદીના સમૂહને પંચનદ તીર્થ કહેવાય છે. ત્યાં પાંચ નદીનાં નામના પાંચ કૂવા છે. એ કૂવા સમુદ્રને કાંઠે આવેલા છે છતાં તેમાં મીઠું પાણી હોય છે. ( વરસો સુધી એ

કૂવામાં રહેતું ચમત્કારિક મીઠું પાણી કોઇ દૈવી કોપને લીધે સને ૧૯૨૫ પછી ખારૂં બની ગયું છે. ) એ તીર્થ ઉપર તકલીફ વેઠીને પણ શ્રદ્ધાળુ યાત્રિકો પહેલાં અવશ્ય જતા હતા. તેથી દ્વારકાની પરિક્રમાને અસલી કાળમાં "પંચતીર્થી" પણ કહેતા હતા: કારણ કે પરિક્રમાનાં આરંભમાં જ પંચનદ નામના પાંચ તીર્થનું આચમન લેવામાં આવતું હતું. એ સ્થળે શ્રી લક્ષ્મીનારાયણનું મન્દિર છે અને બાવા સાધુને રહેવાની સુન્દર જગ્યા છે.

ગોમતી ઘાટ ઉપરના જુદા જુદા દેવનાં દર્શન થાય છે શ્રી હાટકેશ્વર મહાદેવ, મીરાંબાઇ, નરસિંહજી, ખાખચોક, અને શ્રી સંગમ નારાયણ — એટલાનાં દર્શન કરી યાત્રાળુનો સંઘ ચક્રતીર્થ અને ચક્ર નારાયણને દર્શને જાય છે. એ દ્વારકાનું પ્રાચીનમાં પ્રાચીન તીર્થ છે અહિં સામાન્ય પત્થર અને હાડકાં ચક્ર બની જાય છે. યાત્રાળુઓ સમુદ્ર કાંઠે ચક્રો વીણતાં વીણતાં રત્નાકર સાગરનો વિશાળ કાંઠો નીરખતાં નીરખતાં રત્નેશ્વર મહાદેવ આગળ આવી પહોંચે છે, ત્યાં દર્શન કરી સહેજ વિસામો લેવામાં આવે છે. ત્યાંથી શ્રી જાંબવતીના દર્શન કરી સિદ્ધનાથ મહાદેવને દર્શને જવાય છે. અહિં જ્ઞાનવાવ નામની વાવડી છે, જેનું જલ પવિત્ર ગણાય છે. તેનું આચમન લઇ દ્વારકાના સ્થાન દેવતા ગણાતા સિદ્ધનાથ મહાદેવનાં દર્શન યાત્રાળુ પ્રેમપૂર્વક કરે છે. દ્વારકામાં આ શિવાલય સર્વમાન્ય છે. શ્રી આદિ શંકરાચાર્યે શારદાપીઠની સ્થાપના દ્વારકામાં કરી ત્યારે દ્વારકાના સ્થાનદેવતા અને નગરદેવતા તરીકે સિદ્ધનાથ મહાદેવ અને ભદ્રકાળી દેવીનું પૂજન અર્ચન કર્યું હતું.

તે સ્થળેથી ઉત્તર દિશાએ આવેલી જૂની ગામવાડી, નવી

રામવાડા, દામોદર કૂવો અને સાવિત્રીવાવ નીરખવા યાત્રાળુ જાય છે. લોકોક્તિ એવી છે કે નરસિંહ મહેતાની હુંડી શામળશા શેઠે આ સ્થળે સ્વીકારી હતી. વળી સાવિત્રીવાવમાંથી શ્રી દ્વારકાધીશની મૂર્તિ મળી આવી હતી તે હાલ દ્વારકાના મુખ્ય મન્દિરમાં પૂજાય છે. એ બાબત અનુમાન એવું છે કે મુસલમાની કે આરબલોકોનો હલ્લો આ જગ્યાના મન્દિરો પર થયો હશે ત્યારે સિદ્ધનાથનું લિંગ તોડી નાંખવામાં આવ્યું હશે. આસપાસનાં દેવાલયો તૂટયાં હશે. એ આક્રમણના ભયથી જૂની રામવાડી નામથી ઓળખાતાં પ્રાચીન મન્દિરમાંની ભવ્ય મૂર્તિ ભક્તજનોએ નજીકની સાવિત્રીવાવમાં પધરાવી હશે. જે પાછળથી કાઢવામાં આવી હશે. સિદ્ધનાથના દર્શન કરતી વખતે બારિકાઇથી જોનારને જણાશે કે ત્યાં લિંગ નથી જ. જળાધારીમાં ઊંડે ગાયના આંચળ જેટલો અવશેષ રહેલો છે.

અહિંથી લોકો ભાગીરથી તીર્થે જાય છે અને ત્યાંથી પુરાતની મનાતાં રૂક્મિણીજીને મન્દિરે જાય છે. દ્વારકાથી એક માઇલ દૂર આ સ્થળ આવેલું છે; એટલે ઘણા લોકો ગાડીમાં બેસી આ સ્થળે જાય છે.

સંવત ૧૫૪૧ મા (ઇ. સ. ૧૪૮૫) વિષ્ણુદાસ ભીમ કવિએ રચેલ શ્રી હરિલીલા ષોડશ કલા નામના ગ્રન્થમાં કલા ૧૪મીમાં આ સ્થળનું વર્ણન થયેલું છે.

દ્વારાવતી ભણી સાંચરયા કેશવ બલભદ્ર વીર
માધવ પહોંચ્યા નિજ પુરી સોહે રે અતિ સાગરતીર.

મહા નદી છે રૂપડી, અતિ ઉત્તમ છે રૂપણિ વન
હાથ મેલાવું હરિ તણું, હુઇ રાણી રૂક્મિણી વિવાહ.

-

આ સ્થળે હાલ સમુદ્રનું પાણી ભરતી વખતે ભરાય છે અને આસપાસ ચેરના ઝાડોનું વન જામેલું છે. અસલી મહા નદી ભાગીરથી તે ગોમતીજીની સાથે પ્રલય કાળ વખતે અન્તર્ધ્યાન થઈ ગયાં પણ તેના માર્ગના અવશેષ રહ્યા હોય એ સ્વાભાવિક છે. આ સ્થળ પાસે સમુદ્રની ખાડી છે અને દ્વારકાનું બન્દર છે તેને લોકભાષામાં રૂપણ બન્દર નામ આપવામાં આવ્યું છે. એ નામ પુરાણમાં વર્ણવેલા રૂપિણીવન ઉપરથી પડેલું છે.

અહિં અત્યારે તો એક જ શિખરબન્ધ દેવાલય નજરે પડે છે પરન્તુ મહેમુદ બેગડાના આક્રમણ પહેલાં અને બીજા મુસલમાની હલ્લા પહેલાં અહિં અનેક ભવ્ય બાંધણીના દહેરાં હતાં. તેના અવશેષો આજ પણ વેરાયેલાં નજરે પડે છે. રૂકિમણીજીનો રથ પત્થરનો બાંધેલો અદ્દભુતકૃતિનો નમૂનો હતો. તે હાલના મન્દિરની સામે એક ફર્લાંગ દૂર આવેલો હતો. તેના પાયા આજે મોજુદ છે. તે સિવાય લગ્નક્રિયાને અનુરૂપ મંડપ, ચોરી, અગીઆરી-વગેરે નામથી ઓળખાતાં મન્દિરો હતાં તે લુપ્તપ્રાય થયાં છે. હાલ જે મન્દિર ઊભું છે તેના શિખર તરફ નજર કરનારને સ્પષ્ટ જણાશે કે આ શિખર અસલી નથી પરન્તુ તૂટેલા શિખરને અર્વાચીન કારીગરે થીગડું આપેલું છે.

આ મન્દિર છ ફૂટ ઉંચા ઓટલા ઊપર બારીક કારીગીરીના નમૂના દર્શાવતું ઊભું છે. તે અગીઆરમાં શતકમાં કે બારમાં શતકમાં બન્ધાયું હશે એમ પુરાતત્ત્વના અભ્યાસીઓ માને છે. વડોદરા સરકારના પુરાતત્ત્વ ખાતાંએ આ દેવળને જુનું ઐતિહાસિક કામ સમજી તેને હાલની સ્થિતિમાં સાંચવી રાખવા તજવીજ કરી છે.

દહેરાંની રચના સ્થાપત્યના નિયમાનુસાર થયેલી છે. તેથી ગુજરાતના અસલી સ્થાપત્યનો અભ્યાસ કરનારને તો આ દેવળ મહાન ગ્રન્થ સમાન બની રહે તેવું છે. દેવળના બહારના ત્રણ ત્રણ ગવાક્ષોમાં ( ઉંચ ગોખલા ) જે મૂર્તિઓ છે તે લક્ષ્મી-દેવીની-કમલાની-છે એટલે આ દેવળ રૂક્મિણી દેવીની જ મૂર્તિ માટે બાંધવામાં આવ્યું છે તે નિર્વિવાદ છે. દહેરાંના અંદરના ચોકમાં અને બહારની ભીંત પર જે જુદા જુદા થર-પર કોતરકામ થયેલું છે તે નમૂનેદાર છે. મૂર્તિવિધાનના અભ્યાસીઓએ આ દહેરાંના સ્થાપતિની કલ્પના અને પત્થરમાં ભાવ પૂરવાનું કૌશલ્ય જોઇ એક વાર તો થંભી જવું પડે છે. આ દહેરાંની કોતરણી બહુ જ માપસર, શાસ્ત્રીય પદ્ધતિવાળી અને બોલતી છે. સેંકડો વરસની ખારી હવાના, તાપના ટાઢના અને વરસાદના સપાટાથી જર્જરિત થયેલી એ કોતરણી સમગ્ર સ્વરૂપે દર્શન આપતી નથી; છતાં જે છે તે પણ મોહક અને બોધક છે. ઇતિહાસની વાણી એ પત્થરો ઉચ્ચારે છે; વિચારકોના ચિત્તમાં સળવળાટ ઊભો કરાવે છે અને ઘણા ભાવિક પ્રવાસીઓ પાસેથી કદરદાનીના અશ્રુની ગાળાના દાણ ઉઘરાવે છે. કાગળ પર અને કેનવાસ પર ચિત્રો દોરનાર પર આણસો આફ્રીન થાય છેઃ તો પત્થરમાં જેમણે પોતાની હથરોડીથી પ્રાણ પૂર્યો છે-ભાવના જગાડી છે તે આચાર્યને અને તેના અનુયાયીઓને તો ખરેખર શતધા ધન્યવાદ ઘટે છે.

આ દેવળની કારીગીરી સ્થાપત્યના કાનુન પ્રમાણે રજુ કરવામાં આવી છે. દેવળના પાયા આમળથી પહેલાં ગ્રાસ પટ્ટીનો કંદોરો હોય છે. તેમાં વ્યાઘ્ર મુખની આકૃતિ જેવી કોતરણીની હાર હોય છે; તેના ઉપર પણ થર તરીકે હાથીઓની વિવિધ પ્રકારે સુંદની

રચનાવાળી કોતરણી બતાવવામાં આવી છે. એમાંની ઘણીખરી આકૃતિઓ મહેમુદ બેગડાના સમયના કે ઔરંગઝેબના સમયના આક્રમણ વખતે ખંડિત થયેલી છે. હાથીના થર ઉપર મનુષ્ય થર-મૂકવામાં આવ્યો છે. એ થરમાં તે સમયના સામાજિક જીવનની કેટલીક પ્રવૃત્તિના ચિત્રો કોતરવામાં આવ્યાં છે, કોઈ રાજાની સ્વારી, મલ્લકુસ્તી, ઘોડા અને હાથીની સરતો નગ્ન અવસ્થામાં થતા નાચ, પુલંગ જેવા ચાર પાયાવાળા પાટ ઉપર સ્ત્રી પુરુષના શયનની રીત, નાના બાળકોને રમાડવાની રીત, યુવાન યુવતિઓના પ્રેમના આવેશ બતાવતાં દસ્યો–અને કેટલેક સ્થળે નગ્ન શરીરે પ્રેમકેલિ કરતાં યુગલોના ચિત્રોએ થરમાં ખાસ ધ્યાન ખેંચે છે. એ થર ઉપર દેવથર કોતરવામાં આવેલ છે. મનુષ્ય થરમાં જે આકૃતિઓ છે તે કદમાં નાની છે. પરન્તુ દેવથરની આકૃતિ મોટી છે. આઠ દિશાના પાલક દેવની મૂર્તિઓ સરસ રીતે કોતરવામાં આવી છે. યમ, અગ્નિ, ઇન્દ્ર, વરુણ, બ્રહ્મા, કુબેર વગેરે દેવોની મૂર્તિ તેમના હાથમાં મૂકેલા આયુધ પરથી અને તેમના પગ આગળ મૂકેલા જે તે દેવના વાહન ગણાતા પશુની આકૃતિ પરથી ઓળખાય છે. દેવો પાસે તેમના ભક્તોની મૂર્તિઓ પણ રજુ થયેલી છે. આ મન્દિરના ગવાક્ષમાં ચતુર્ભુજ સ્વરૂપે વૈજયન્તી માળાવાળા વિષ્ણુ ભગવાનને બેસાડવામાં આવ્યા છે અને છેક ઉપરના મુખ્ય ગવાક્ષમાં શ્રી લક્ષ્મી – રુકિમણી – ની મૂર્તિ બેસાડી છે તે પરથી સિદ્ધ થાય છે કે આ મન્દિર વૈષ્ણવ સમ્પ્રદાયની દેવીનું છે.

મન્દિરની અન્દર ઘુમ્મટના સ્તંભની કારીગીરી અને દ્વારના બારસાખ પરની કોતરણી નમૂનેદાર છે. ષટપલ્લવી અને શ્રીધરી સ્તંભો ઉપર ઘુમ્મટને ઊભો કરવામાં આવ્યો છે.

આ મન્દિરનો પૂજારી યાત્રાળુને આ સ્થળની કથા સંભળાવે છે કે—

દુર્વાસા ઋષિને અતિથિ તરીકે નોતરવા શ્રીકૃષ્ણ અને રૂકિમણી ગયાં હતાં. ઋષિને રથમાં બેસાડી શ્રીકૃષ્ણ અને રૂકિમણી રથ ખેંચતાં ખેંચતાં અહિં લાવ્યા ત્યારે રૂકિમણીને તરસ લાગી. તેમની તરસ છીપાવવા પગનો અંગુઠો દાબી શ્રીકૃષ્ણે ગંગાજી પ્રકટ કર્યાં રાણીજીએ તરતજ પાણી પી લીધું. રથ એટલી વાર થંભ્યો એટલે દુર્વાસાએ બહાર જોયું. પોતાની પરવાનગી લીધા વિના પતિ પ્રત્યેના પ્રેમથી ખેંચાઇ શ્રીકૃષ્ણે ગંગાજી પ્રકટાવ્યાની લીલા કરી એટલે ક્રોધનું જાણું મનાતા દુર્વાસાએ શાપ આપ્યો કે રૂકિમણીજીને સદા શ્રીકૃષ્ણથી વિયોગ રહે. અને ગંગાજી ખારાં બની જાય. રૂપિણીવન તે ઝાંખરાનું વન બની જાઓ. તે દિવસથી રૂકિમણીજી દ્વારકાનાથના મન્દિરથી દૂર આ સ્થળે વસે છે; તે દિવસથી આ સ્થળે વહેતું જળ ખારૂં બની ગયું છે.

બીજી કથા ગંગાના આગમનની છે. ગોમતીજી જ્યારે સ્વર્ગમાંથી અહિં પધાર્યાં ત્યારે અનેક તીર્થો તેની પાસે આવ્યા હતાં. તે તીર્થોમાં ભાગીરથી પણ એક હતા. વળી રૂકિમણીજીને વિયોગસ્થાનમા સહવાસ આપવા ભાગીરથીને અહિં મોકલવામા આવ્યાં હતાં. ગંગાદશમીના રોજ—જેઠ શુદ દશમ—પ્રત્યેક વરસે આ સ્થળે મોટો મેળો ભરાય છે અને સમુદ્ર કાંઠે સ્નાન કરી લોકો કૃતાર્થ થાય છે.

રૂકિમણીજીનાં દર્શન કરી યાત્રાળુને ગદાધરજીના તીર્થ તરફ ગોર લઇ જાય છે; આ તીર્થને ગયાકોઠાના નામથી હમણા સૌ

ઓળખે છે. ત્યાં ગયા કુંડ અને ગદાધરજીનું મન્દિર છે. ત્યાં સાધુ મહાત્મા વસે છે. હાલ ગદાધરજીનું સ્થાન એ મન્દિરમાં ગૌણ કરી નાખવામાં આવ્યું છે. અને શ્રી રામચન્દ્રજીને મુખ્ય દેવને સ્થાને રાખવામાં આવેલ છે.

ગયા કોઠાથી ભદ્રકાલીને મન્દિરે જવાય છે. આ દ્વારકાના ગ્રામદેવતા મનાય છે. ત્યાં દેવીની મૂર્તિ નથી, પરન્તુ પીઠ અને યંત્ર છે. તેની પૂજા થાય છે.

ભદ્રકાલીનાં દર્શન કરી યાત્રાળુ કૃકલાસકુંડ નામના તીર્થ તરફ જાય છે. નૃગ નામના રાજાનો કાકીંડાનો (કૃકલાસનો) અવતાર આ સ્થાને શ્રીકૃષ્ણના સ્પર્શથી છૂટો થયો હતો તેથી તે કુંડનું નામ કૃકલાસકુંડ પાડવામાં આવ્યું છે. કથા છે કે—કલિયુગ પહેલાંના કાળમાં નૃગ નામના રાજાને એવો નિયમ હતો કે તે રોજ બ્રાહ્મણને વસ્ત્રાલંકાર વડે વિભૂષિત એક ગાયનું દાન આપતો હતો. એક વાર જૈમીની નામના તપસ્વી ઋષિને દાનમાં અપાયેલી ગાય ઋષિને ત્યાંથી નાસી આવી અને નૃગરાજાની ગોશાળામાં દાખલ થઇ ગઇ. તેજ ગાયને બીજી વાર એ રાજાને સોમશર્મા બ્રાહ્મણને દાનમાં આપી. જૈમીની ઋષિના માણસો પોતાની ગાય શોધતા હતા. તેમણે સોમશર્મા પાસે તે ગાય જોઇ. એ બાબત તકરાર થતાં બન્ને પક્ષ ન્યાય લેવા રાજા પાસે ગયા. રાજા સ્ત્રીઓ સાથેના વિલાસમાં લુબ્ધ હતો તેથી રાજ્યદ્વાર આગળ રાહ જોતા ઊભા રહેલા જૈમીની ઋષિએ રાજાને શાપ આપ્યો કે તે રાજા મટી કાકીંડો ( કૃકલાસ ) બની જાઓ. તરત જ હાહાકાર વર્તાઇ ગયો. પછી ઋષિએ એ શાપનું નિવારણ પણ કહ્યું કે દ્વાપર યુગને અન્તે શ્રી કૃષ્ણ અને બલરામ અહિં આવશે તેના સ્પર્શથી કૃકલાસ ફરીને નૃગરાજાનું

રૂપ ધારણ કરશે. તે પ્રમાણે યાદવોના બાળકો સાથે ખેલ ખેલતાં શ્રી કૃષ્ણ અને બલરામ આ જળાશય પાસે તરસ છીપાવવા આવ્યા હતા. ત્યાં કૃકલાસ પડયો હતો. તેને શ્રી કૃષ્ણે પગનો અંગુઠો અડકાડયો કે તે રાજા બની ગયો. એ સ્થળને એ રીતે કૃકલાસ કુંડ કહેવાય છે. ત્યાં અસલના સમયમાં સૂર્યનારાયણનું મન્દિર હતું. કુંડની દિવાલોમાં જૂની ખંડિત મૂર્તિઓ જડેલી છે તે પરથી જોઇ શકાય છે કે બારમા શતકમાં અહિં સાદી બાંધણીનો કુંડ હશે.

હાલ આ કુંડ ઉપર દરેક માસના બન્ને પક્ષની એકાદશીની આગલી સાંજે શ્રી કૃષ્ણની ( ગોપાલજી ) સ્વારી મુખ્ય મન્દિરેથી ધામધુમથી આવે છે. તે પરથી આ સ્થળનો મહિમા સહજ સમજાશે.

આ સ્થળેથી પૂર્વદિશાના રામચંદ્રજીને મન્દિરે જઇ યાત્રાળુનો સંઘ શ્રી દ્વારકાધીશને મન્દિરે જાય છે અને દ્વારકાપરિક્રમણ તથા તીર્થાટન પૂરૂં કરે છે.

## ૫ બ્રાહ્મણ-પૂજન

તીર્થક્ષેત્રમાં સુપાત્ર બ્રાહ્મણનું પૂજન ફળદાયક મનાય છે; અને પુણ્યનો સંચય કરવા આવેલા યાત્રાળુ પોતાના મુકામ ઉપર કે કોઇ પવિત્ર મન્દિરના ચોકમાં વેદપાઠ ભણેલા અને બ્રાહ્મણ કર્મમાં રચ્યા પચ્યા રહેનાર બ્રાહ્મણોને બોલાવી સ્વસ્તીવાચનના પ્રયોગથી બ્રાહ્મણનું યથાવિધિ પૂજન કરી દક્ષિણા આપી પુણ્ય મેળવે છે. દ્વારકામાં કેવળ ભીક્ષા માગનાર બ્રાહ્મણો વસે છે. એવું

માનનારા સમજુ માણસોએ આ કાર્યક્રમ ઉજવવો ઘટે છે. જેથી તેમને દ્વારકાના વિદ્વાન બ્રાહ્મણોનો સમાગમ થાય.

## ૬ કથા, કીર્તન અને પુરાણશ્રવણ

તીર્થસ્થાનમાં ત્રણ રાત્રિ તો અવશ્ય ગાળવી જોઇએ. તે સમય દરમ્યાન યાત્રાળુએ પોતે દેવમન્દિરમાં કે પોતાના નિવાસ-સ્થાને કથા કીર્તન અને પુરાણવાચન કરવું જોઇએ. અથવા તો સુપાત્ર પંડિત પાસે કથા કીર્તન કરાવવાં જોઇએ, અને શ્રીમદ્ ભાગવત પુરાણ, શ્રી વિષ્ણુપુરાણ, શ્રી હરિવંશ પુરાણ, શ્રી દ્વારકા મહાત્મ્ય પુરતું સ્કન્દ- પુરાણ-જેવાં કોઇ પણ પુરાણની કથા વંચાવવી જોઇએ.

## ૭ બ્રાહ્મણ ભોજન-દીન ભોજન

દ્વારકામાં વસતા તીર્થગોર ગુગલી બ્રાહ્મણ હોય છે. એ બ્રાહ્મણ બહુ જૂના કાળના બ્રાહ્મણ છે. કોઇ મુખ્ય બ્રાહ્મણના સંઘમાંથી છૂટા પડી દ્વારકા આવીને ને વસ્યા છે. દ્વારકા જૂના કાળમાં દુનિયાના ઇતર ભાગથી વિખૂટું હોવાથી તે બ્રાહ્મણોએ પોતાના થાણા ગુજરાતના અન્ય શહેરોમાં નાંખ્યાં નથી. તેથી આ સ્થળે જ એ જ્ઞાતિ એકત્રિત થયેલી છે.

ગુગલી બ્રાહ્મણ ગૂજરાતની જૂની વસ્તી છે. વિક્રમ સંવત ૧૪૦૫મા જૈન લેખક રાજશેખર સુરિએ "પ્રબન્ધ કોશ" નામનો ગ્રન્થ રચ્યો હતો, તે ગ્રન્થ ઉપરથી અર્બુદાદ્રિમાં નેમિચૈત્ય નિર્માણની કથામાં નીચે પ્રમાણે ગુગલી શબ્દનો ઉલ્લેખ થયો છે—

ततो राष्ट्रिक-गौग्गलिकाद्यो महाद्रानैर्वशीकृताः (જુઓ દ્વિતીય गीर्वाणसाहित्य सोपान નામની સંસ્કૃત ચોપડી પાઠ

૧૮ માં )* ગુગલી શબ્દનો બીજો ઉલ્લેખ સાહિત્ય ક્ષેત્રમાં સંવત ૧૭૦૮માં મુકુન્દ કવિએ પોતાની ન્યાત બતાવતાં કર્યો છે. તેમણે લખેલી " ગોરખની કથા " પ્રાચીન ત્રૈમાસિક કાવ્યમાળામાં પ્રસિદ્ધ થઇ છે.

દ્વારકાક્ષેત્રમાં સંવત ૧૬૧૩ માં ગોસ્વામીશ્રી ગોકુલનાથજી પધાર્યા હતા ત્યારે દ્વારકામાં ગુગલી બ્રાહ્મણ અને અબોટી બ્રાહ્મણ–એમ બે ન્યાતના બ્રાહ્મણ વસતા હતા. તેમના વચ્ચે યાત્રાળુ તરફથી મળતી દાન દક્ષિણાની પેદાશ વહેંચવામાં ખૂબ તકરારો થતી હતી. તેનું સમાધાન કરવા એ આચાર્યશ્રીએ આજ્ઞાપત્ર તાંબાના પતરા પર લખી આપ્યું છે તેની લખ્યાની મિતિ સંવત ૧૬૧૩ ના કારતક સુદ ૧૧ ને બુધવાર છે.

આ રીતે દ્વારકા સાથે ગુગલી બ્રાહ્મણનો સંબંધ ઇ. સ. ના સોળમા સૈકા પહેલાંનો છે, એ ગુજરાતના મન્દિરો સાથે એ ન્યાતનો સંબંધ ઇ. સ. ચૌદમા સૈકા પહેલાંનો છે.

એ બ્રાહ્મણો હાલ દ્વારકામાં ગોરપદું કરે છે. તે બ્રાહ્મણની

---

* આ સંબંધમાં પ્રકરણ ૧૧ ની સ્ફુટ નોંધ જુઓ.

( જુઓ જિનવિજયજી સમ્પાદિત સિ શ્રી. જૈન ગ્રન્થમાળા પાન ૧૨૨ )

अर्बुदाद्रौ नेति चैत्य निर्मितिः ॥

द्वितीयो भागः

ततो राष्ट्रिकगौग्गलिकादयो महादानैर्वशीकृताः ॥ दानेन भूतानि वशी भवन्ती वचनात् । ततश्च द्रावत्या महाजन मुख्यं श्रावकं चाम्पल-नामानं गृहं गत्वाऽलपत् । वयं चैत्य मर्बुदे कारयामहे, यदि पूजा ऽऽनित्यं कुरुध्वे । चाम्पलेन बाढमिति प्रत्युक्तम् ॥

દેવતા તરીકે શ્રી સિદ્ધનાથ મહાદેવ અને શ્રી ભદ્રકાળી દેવીની સ્થાપના કરી. *

યુધિષ્ઠિર શક ૨૬૬૩ માં કાર્તક સુદ પૂનેમના રોજ બત્રીશમે વર્ષે શ્રી શંકરાચાર્યનો કૈલાસવાસ થયા પહેલાં એક માસ અગાઉ આસો સુદ પૂનમના રોજ દ્વારકામાં શારદાપીઠની ગાદી ઉપર એમના શિષ્ય સુરેશ્વરાચાર્યનો અભિષેક કરવામાં આવ્યો હતો. એ સુરેશ્વાચાર્યથી માંડીને આજ સુધી એ શારદાપીઠ ચાલુ છે, અને ત્યાં એક પછી એક–એમ અનેક આચાર્યોનો પીઠાભિષેક થતો આવ્યો છે. જેમનો પીઠાભિષેક આ સ્થળે થાય છે તે શારદાપીઠના શંકરાચાર્ય કહેવાય છે.

" વિમર્શ " નામનો સંસ્કૃત ભાષામાં લખાયેલો નિબન્ધ શ્રી રાજરાજેશ્વર શંકરાચાર્યે સંવત ૧૯૫૫ માં પ્રકટ કર્યો છે. તેમાં જણાવ્યું છે કે શ્રી સુરેશ્વરાચાર્યના અભિષેક વખતે સુધન્વા રાજાએ તામ્રપત્ર પર લેખ લખી આપ્યો છે. તે તામ્રપત્રની નકલમાં એવો ઉલ્લેખ છે કે શ્રી સુરેશ્વરાચાર્યના અભિષેક પહેલાં–વજ્રનાભના બંધાવેલા ભગવદાલયની દુર્દશા દૂર કરવામાં આવી અને ત્રિલોક-

* શ્રી શંકરાચાર્ય માન્ય " સપ્તામ્નાય " પુસ્તકમાં શારદાપીઠ માટે નીચે પ્રમાણે વિશિષ્ટતા દર્શાવવામાં આવી છે.

प्रथमे पश्चिमाम्नाये शारदामठ उच्यते ।
कीटवार सम्प्रदायस्तस्य तीर्थाश्रमे पदे ॥

द्वारकाख्यं तु क्षेत्र स्याद्देवः सिद्धेश्वरो भवेत् ।
भद्रकालीति देवी स्यदाचार्यो विश्वरूपकः ॥

गोमतीतीर्थममलं ब्रह्मचारी स्वरूपकः
सामवेदस्य वक्ता च तत्र धर्म समाचरेत् ॥

સુન્દર નામનું શિખરવાળું દહેરું બાંધવામાં આવ્યું; ત્યાં શ્રીકૃષ્ણાદિ દેવોની સ્થાપના કરવામાં આવી.

હાલ દ્વારકામાં શ્રી સુરેશ્વરાચાર્યજીની ગાદી શારદાપીઠમાં છે. તેના ઉપર શ્રી અભિનવ સચ્ચિદાનન્દતીર્થ જગદ્ગુરૂ શંકરાચાર્ય તરીકે બિરાજે છે.

દ્વારકાની શારદાદેવીનું અસલી મન્દિર ગોમતીતટ ઉપર આવેલું છે. તે સ્થળે ઇ. સ. ૧૯૨૬ માં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ એમણે જૂના શારદામઠનો ઉદ્ધાર કરી નવું મન્દિર બંધાવ્યું છે. તેમાં તે વખતના શંકરાચાર્ય શ્રી શાન્ત્યાનન્દજીએ આદિ શંકરાચાર્યની અને તેમના પછી શારદાપીઠ પર જેમનો અભિષેક થયો હતો તે બધા શંકરાચાર્યની પ્રતિમાઓ બેસાડી છે *

---

* એ જીર્ણોદ્ધારના શિલાલેખમાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે.

। श्रीशारदाम्बाविजयतेतराम् ।

श्रीमदाद्यशंकराचार्य भगवतो जगद्गुरोः स्थानमिदं शारदामठाख्यं त्रयोविंशतिशताब्दात्पूर्वं श्रीमत्सुधन्वसम्राट्साम्राज्ये भगवता भाष्यकारेण संस्थापितम् । कालस्वभावमनु मठस्यास्य जीर्णता संजाता, अतोऽद्य श्रीमता महाराजेन सयाजीरावशर्मणा बडोदाधिपेन मठस्यास्य जीर्णोद्धारं कृत्वा भगवदाद्यशंकराचार्यप्रभृतीनां सांप्रतिकपञ्चसप्ततितमपीठाधीश श्रीशान्त्यानन्दसरस्वती शंकराचार्यपर्यन्तानां जगद्गुरूणां प्रतिमाः प्रतिष्ठाप्य स्वीयकर्तव्यमजस्रमनन्यैःशारदापीठभक्तिप्रदर्शनद्वाकारि फाल्गुनशुक्ल तृतीयायां सोमवासरे १९८२ तमे विक्रमाब्दे । अस्य च प्रेरको मंत्रिमहोदयो मनुभाईशर्मा महाराज सयाजिरावशर्मा च चिरं समुन्नतातिमांकीर्त्यां भुक्त्या च । श्रीशंकराब्दाः २३९१—આ લેખ સંવત ૧૯૮૨ ના ફાગણ સુદ ત્રીજને સોમવારનો છે.

ન્યાત સમસ્ત જમાડવામાં આવે ત્યારે જ યજમાન દ્વારકાધીશની બાવન ગજની ધજા ચડાવ્યાનું પુણ્ય મેળવી શકે છે. એટલે દ્વારકામાં મોટામાં મોટી ગુગલી બ્રાહ્મણની ન્યાતને તૃપ્ત કરવામાં શ્રદ્ધાળુ લોકો પુણ્ય માને છે. કેટલાક યાત્રાળુ પાંચ પચ્ચીસ બ્રાહ્મણ જમાડે છે. કોઇ બ્રાહ્મણ વિદ્યાર્થીઓને જ અને કોઇ દીન-અપંગને જ જમાડે છે. દ્વારકામાં કેટલાક ધનાઢ્ય લોકોએ ગરીબ બાવા સાધુ અભ્યાગતને માટે સદાવ્રતો બાંધ્યા છે ત્યાંથી એમને ભોજનનો સામાન અથવા રાંધેલું અન્ન મળે છે.

હવેના યુગમાં આવા પ્રકારની સખાવતો ઓછી થાય છે.

## ૮ દાન-દક્ષિણા

દ્વારકામાં શ્રદ્ધાપૂર્વક યાત્રા નિમિત્તે આવેલાં માણસો પોતાનાં કુટુમ્બના તીર્થગોરનો આશીર્વાદ લીધા વિના દ્વારકા છોડતા નથી. એ આશીર્વાદ લેવા તીર્થગોરને ભૂમિદાન, ગૃહદાન, વસ્ત્રદાન, સુવર્ણદાન, ગોદાન, અન્નદાન આપવાનો સંકલ્પ કરી યજમાન ગોરના હાથમાં જળ મૂકે છે અને ગોરને નમસ્કાર કરે છે ત્યારે ગોર યજમાનનો વાંસો થાપડી " યાત્રાપૂજા ભયો ભયો " એ વાકયનો ઉચ્ચાર કરે છે.

વીસમી સદીમાં પણ એ આશીર્વાદની કીંમત ગણનારા અનેક યાત્રાળુ ગોરને હજારોની કીંમતના ઘર આપે છે, સેંકડોની કીંમતનું સુવર્ણ આપે છે અને અન્ન તથા વસ્ત્રો તો આપે જ છે.

આ બ્રાહ્મણોએ દાનની ઝરણી કેળવણીની દિશાએ હજુ સુધી વહેતી કરાવી નથી.



પ્રકરણ ૭.

## દ્વારકામાં શ્રી શંકરાચાર્ય

શ્રી આદિ શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ ક્યારે થયો તે વિષે વિદ્વાન લોકો હજુ સુધી એકમત થયા નથી. એક પક્ષ માને છે કે મહાભારતના યુગમાં યુધિષ્ઠિર શકની સ્થાપના થઈ. એ યુધિષ્ઠિર શક ૨૬૩૧ માં વૈશાખ સુદ પાંચમના રોજ આદિ શંકરાચાર્યનો જન્મ થયો. એમની સત્તર વર્ષની વયે યુધિષ્ઠિર શક ૨૬૪૮ ના કાર્તક વદ એકમના રોજ દેવી સરસ્વતી આકાશ માર્ગે બ્રહ્મલોકમાં જતાં હતાં ત્યારે શ્રી શંકરાચાર્યે ચિન્તામણિ નામના મંત્રથી દ્વારાવતીમાં શ્રી સરસ્વતીનું આકર્ષણ કર્યું, અને કાર્તક વદ પાંચમના રોજ દ્વારકામાં સરસ્વતીની સ્થાપના કરવામાં આવી. તે પછી કાર્તક વદ તેરસથી માંડી મહા સુદ દશમ સુધી અનુષ્ઠાન વગેરે ચાલુ રાખી એઓશ્રીએ શારદાપીઠની સ્થાપના દ્વારકામાં કરી; બુદ્ધ ભગવાનના અનુયાયીઓનો પ્રભાવ દ્વારકામાંથી દૂર કરવામાં આવ્યો. એમ પણ માનવામાં આવે છે કે એમણે શ્રી ભગવદાલય ( દહેરું )નો જીર્ણોદ્ધાર કરાવી તે મન્દિરમાં યાદવેન્દ્ર શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા કરાવી અને દ્વારકામાં સ્થાનદેવતા અને ગ્રામ-

શંકરાચાર્યની પરંપરાનો સંકલિત ઇતિહાસ સંઘરી રાખવામાં આવ્યો નથી; તેથી એ પીઠ પર થયેલા અનેક વિદ્વાન આચાર્યોનાં પરાક્રમની કથા આજે મળતી નથી. તો પણ એ આચાર્યોનો પ્રભાવ એમની સુવિદ્યાથી સારી રીતે પશ્ચિમ પ્રદેશમાં પડતો હતો; એમ છૂટી છવાઇ મળેલી હકીકત પરથી સમજી શકાય છે. સંવત ૯૪૧ માં ગૂર્જર મંડલાધીશ સર્વજીતવર્માએ શારદાપીઠને દેવના નૈવેદ્ય માટે કંઇ ભેટ આપ્યાનું તામ્રપત્ર લખી આપ્યું હતું. તે વખતે ઘણે ભાગે શશિશેખરાશ્રમ નામના શંકરાચાર્યનો પ્રભાવ પ્રવર્તતો હતો. આ સર્વજીતવર્મા તે દ્વારકામાં આવેલા અક્રુરજી, કે અખેરાજ ચાવડાના પુત્ર ભુવડ હતા એમ કેટલાક અભ્યાસીનું માનવું છે. કોઇ કહે છે કે અખેરાજનું જ ઉપનામ સર્વજીત હતું.

ઇ. સ. ૧૩૮૦મા શ્રી આનન્દગિરિ શંકરાચાર્ય શારદાપીઠ પર થયા હતા* તેમણે શ્રી શાંકર ભાષ્ય ઉપર ન્યાયનિર્ણય નામની ટીકા લખી હતી. આ આનન્દગિરિનું પૂર્વાશ્રમનું નામ જનાર્દન

* "વિમર્શ" નામના પુસ્તકમા અને પીઠના બીજાં પુસ્તકોમાં શારદાપીઠની ગાદી પર થઇ ગયેલા આજસુધીના ૭૬ આચાર્યોનાં નામની યાદી આપવામા આવી છે તેમા આનન્દગિરિનું નામ મળતું નથી. કોઇ માને છે કે તે શૃંગેરી મઠના કે અન્ય મઠના અધિષ્ઠાતા હતા તેમના ગુરુનુ નામ કેટલાક પંડિતો શ્રી શુદ્ધાનન્દ એવું આપે છે. એમણે શ્રી વિદ્યારણ્ય સ્વામીએ લખેલા શંકરદિગ્વિજયના લખાયા પછી બીજો "શંકરદિગ્વિજય" ગ્રન્થ લખ્યો હતો. તેથી વિદ્યારણ્ય પછી-એટલે ચૌદમી શતાબ્દિના અન્તમા આનન્દગિરિ થઇ ગયા. વળી અપ્પય્ય દીક્ષિતના "સિદ્ધાન્તલેશ" નામના પુસ્તકમા આનન્દગિરિના "ન્યાયનિર્ણય" નામની ટીકાનો ઉલ્લેખ હોવાથી તે અપ્પય્ય દીક્ષિતની પહેલાના સમયમા થયાનું ચોક્કસ છે.

હતું જનાર્દન તરીકે એમણે રઘુવંશ ઉપર **પ્રતનુભાષ્ય** લખ્યું છે. આ આચાર્યે **શાસ્ત્રપ્રકાશિકા** નામના પોતાના ગ્રન્થને અન્તે શ્રી સુરેશ્વરાચાર્યને સંભાર્યા છે. વળી તેમણે લખેલા **તર્કસંગ્રહ** ઉપરના ગ્રન્થના લખાણ નીચે ફલાર્પણ શ્રી દ્વારકાધીશને કરેલું છે.

तर्कसंग्रह संभूतागण्य पुण्य प्रभावतः
प्रीयतां द्वारकाधीशो भगवान् पुरुषोत्तमः ॥

આ આનન્દગિરિના પૂર્વાશ્રમના શિક્ષાગુરુ અનુમતિસ્વરૂપ નામના સંન્યાસી હતા. એમણે **સારસ્વત પ્રક્રિયા** નામનો ગ્રન્થ લખ્યો છે એમ મનાય છે.

સંવત ૧૭૮૬માં શારદાપીઠ ઉપર શ્રી પ્રકાશાનન્દ સરસ્વતી આચાર્ય બિરાજતા હતા. તેમણે દ્વારકામાં શ્રી જગતમન્દિરનો જીર્ણોદ્ધાર અને વિશુદ્ધિ કરી વિષ્ણુયાગ નામનો યજ્ઞ કર્યો હતો. તેના સુસ્પષ્ટ ઉલ્લેખવાળો સંસ્કૃત લેખ દ્વારકામાં મોજુદ હતો. તેનું ગુજરાતી ભાષાન્તર અમદાવાદના જાણીતા સાક્ષર નગીનદાસ પુ. સંઘવીએ કરેલું હતું. એ સંસ્કૃત લેખ અને તે ગુજરાતી ભાષાન્તરમાંથી થોડો ઉતારો અત્રે મૂકવા યોગ્ય છે.

श्रीमद् द्वारावतीनाथो भगवान् भक्तवत्सलः ।
प्रकाशानंद रूपेण प्रादुर्भूतो महामुनिः ॥२॥

શ્રી દ્વારકાનાથ ભક્તવત્સલ ભગવાન પોતે મહામુનિશ્રી પ્રકાશાનંદને રૂપે પ્રાદુર્ભાવ પામ્યા.

स्वस्वरुपस्य कृष्णस्य भक्तिकार्ये सदा परः ।
तेनैव मंदिर स्यैयं जीर्णोद्धार कृतं नवम् ॥३॥

તેઓશ્રી પોતાના સ્વરૂપ શ્રીકૃષ્ણની ભક્તિના કાર્યમાં હંમેશ રમણ કરતા હતા; તેમણે પોતાનું મન્દિર જીર્ણોદ્ધાર કરી નવીન બનાવ્યું.

त्रैलोक्यसुंदरं नाम सौवर्णकलशान्वितम् ।
स्फुरन्मणिसमायुक्तं बहुस्तंभविराजितम् ॥४॥

તે ત્રૈલોક્ય સુંદર નામે મન્દિર સુવર્ણકલશવાળું, ચળકતા માણિ જડેલું અને ઘણા સ્તંભો વડે વિરાજિત હતું.

द्वारावन्यां हि लाखाख्यो विप्रेन्द्रो भगवन्मनः ।
प्रकाशानन्दचित्तज्ञो धर्मकार्यार्थमुद्यत ॥६॥

દ્વારકામાં લાખા ઠાકર નામે એક બ્રાહ્મણનો ઇન્દ્ર, તે ભગવાનના મનરૂપ પ્રકાશાનન્દનું ચિત્ત જાણનાર, તથા ધર્મ-કાર્યને અર્થે તત્પર હતો.

तेन माणिक्य वंशोऽपि धर्मकार्येनियोजितः ।
नियोज्य वैष्णवे मार्गे तद्वंशो विमलीकृतः ॥७॥

તેણે વાઘર માણેકવંશને પણ ધર્મ કાર્યમાં યોજ્યો. તે વંશને વૈષ્ણવ કાર્યમા જોડીને તેણે નિર્મળ બનાવ્યો. (૭) તે વંશમાં સુરા નામના માણસનો દીકરો ભાપ નામે શ્રી દ્વારકાધીશના પ્રસાદથી રાજાઓ વડે સદા માનનીય નર થયો. (૮) તે શૌર્ય અને ઔદાર્યના ગુણો વડે યુક્ત, ધીર, વીર અને સુલક્ષણો હતો; તેને અગ્નિના જેવા તેજસ્વી ત્રણ પુત્રો થયા (૯) તેમાં સૌથી મોટો ભીમો, બીજો ભક્તિપરાયણ શ્રેષ્ઠ કુદો (કુદેો) હતો અને ત્રીજો પેથો નામે

બુદ્ધિમાન હતો. આ ત્રણે સદ્દગુણ વડે શ્રેષ્ઠ હતા. (૧૦) તે પિતાએ પુત્રોએ વગેરે સાથે મળીને એવું સુકૃત્ય કર્યું કે જે સર્વ રાજાઓને પણ કરવું મુશ્કેલ થઇ પડે (૧૧) તેઓએ શ્રી દેવકીનંદન ભગવાનની કૃપાથી મ્લેચ્છોને હરાવી દીધા, તેથી મ્લેચ્છો ભાગી ગયા, ત્યારે દ્વારકામાં ભક્તોની વસતી ખીચોખીચ ભરાઇ. (૧૨) તે મ્લેચ્છોએ કરેલાં કેટલાંક આસુરી ચિહ્નો શ્રી ત્રૈલોક્ય સુન્દર મન્દિર પર હતાં તે પ્રકાશાનંદની આજ્ઞાથી તે બળવાન વાઘેરોએ કાઢી પાડી નાંખ્યાં. (૧૩) શ્રી પ્રકાશાનંદ મુનિએ પણ તે મન્દિર નવું કરાવ્યું અને સોનાના કળશવાળું ઉચ્ચ રમણીય નવું શિખર બનાવ્યું. (૧૪) તે સમયે વિષ્ણુયાગ આરંભ્યો, તેમાં સંપૂર્ણ રીતે પવિત્ર, વેદવેદાંગમાં તૈયાર અને શાસ્ત્રાર્થને જાણનારા સર્વ ઉત્તમ બ્રાહ્મણો હતા (૧૫) તે યાગમાં મહાન ઉત્સાહ, ઘણી સામગ્રીનો સંભાર, ચાર વેદોનો ઘોષ, અને મંત્ર તથા ઋત્વિકની ભીડ થઇ હતી. (૧૬) દ્વારકામાં હર્ષથી ભરેલા મનવાળા ચોરાશી બ્રાહ્મણોનો સમુદાય એકઠો થયો હતો. (૧૭) તે બ્રાહ્મણોના સમુદાયને હવિષ્યાન્ન જમાડીને સંતોષ્યો તથા તેમને દક્ષિણાવડે સંતોષીને એ યજ્ઞની સમાપ્તિ કરી (૧૮).

अब्दे षड्वसु भूधरेन्दुगुणिते मासे शुभे माधवे
शुद्धे पूर्वदले गुरोः सुखकरे वारे तृतीयातिथौ ।
मापाद्यैर्द्विजवल्लभैर्मुनिवरस्याज्ञां समादाय वै
यागे वैष्णवके घरामरकरस्यार्थं तदा मोचितम् ॥

સંવત ૧૭૮૬ ઇ. સ. ૧૭૩૦ ના વૈશાખ માસમાં શુકલ પક્ષમાં ત્રીજને સુખકર ગુરૂવારે કરીને જેઓને બ્રાહ્મણો પ્રિય છે એ માફ

વગેરે વાધેરાએ મુનિવરની આજ્ઞા મેળવી ને વિષ્ણુયાગમાં બ્રાહ્મણોનો અડપો કર માફ કર્યો. (૧૯)

પ્રકાશાનન્દ શંકરાચાર્યે જે ઘટના દેવાલયમાં અને શારદાપીઠના સંસ્થાનમાં કરી હતી તેમાંની ઘણી ખરી આજે મોજુદ છે ગુગળી બ્રાહ્મણ લાખા ઠાકરના વંશના બ્રાહ્મણો પણ હાલ દિવાન છે અને વાધેર રાજા માપ માણેકનો વંશ પણ હજુ ચાલુ છે.

એમના પછીના બસો વર્ષમાં જે શંકરાચાર્ય ગાદી ઉપર આવ્યા તેમાંથી રાજરાજેશ્વરની કીર્તિ વિશેષ ફેલાયેલી હતી. એમણે શારદાપીઠનો ગોમો સારી પેઠે વધાર્યો હતો અને લક્ષ્મીભંડારની હકુમત સર્વાંશે શારદાપીઠની બનાવી હતી. દ્વારકાના જગતમન્દિરની આસપાસના બધાં મન્દિરો–દેવાલયો–શારદાપીઠની વ્યવસ્થા નીચે એમણે રાખ્યાં હતાં; અને બધા દેવોની પૂજા, નૈવેદ્ય, આરતી વગેરે શારદાપીઠના હકુમતવાળા લક્ષ્મીભંડારમાંથી જ થતાં હતાં. દ્વારકધીશની પૂજા સાત ગુગલી બ્રાહ્મણના અમુક કુટુમ્બીઓ કરતા હતા; તેમનો સ્વતંત્ર કોઠાર કે ભંડાર મન્દિરમાં કોઇ પણ સ્થળે નહોતો દ્વારકાધીશનો રાજભોગ શ્રી લક્ષ્મીભંડારમાંથીજ જતો હતો, એટલે કે શ્રી સ્વર્ગદ્વાર અને મોક્ષદ્વાર વચ્ચેના મઠમાં આવેલાં બધાં દેવાલયોનું અધિષ્ટાતાપણુ શ્રી રાજરાજેશ્વરે શારદાપીઠનું બનાવ્યું હતું. આથીજથી દ્વારકાધીશના પુજારી સેવકોએ દ્વારકાધીશના મન્દિરનો રાજભોગ કરવાનો હક્ક પોતાનો હોવાનો દાવો સરકારમાં રજુ કર્યો હતો. તે તકરાર ચાલતી હતી ત્યારે શ્રી માધવતીર્થ શંકરાચાર્ય ગાદી ઉપર બિરાજતા હતા. એમનું ઓજસ ગુજરાતમાં અને દક્ષિણમાં સારી રીતે વિસ્તરેલું હતું. એમનો પ્રભાવ ધર્મના આચાર્યને છાજે તેવો હતો. તેમનું શિષ્યમંડળ બહુ વિસ્તૃત હતું. પોતાની

સત્તાનીઓના પશ્ચિમ ભાગના *પ્રદેશમાં વિશુદ્ધ ધર્મનો પ્રચાર કરવાનું કાર્ય એઓ વ્યવસ્થિત રીતે કરતા અને તે પ્રચારને અંગે ગૂજરાતના કેટલાક ધર્મના સમ્પ્રદાયોના દિક્ષિત જનમંડળ સાથે તેઓ વાદ-વિવાદમાં પણ ઉતરતા હતા અને એ સમ્પ્રદાયને નવીન જનોના સમ્પ્રદાય ગણી તુચ્છકારી કાઢતા હતા. એવા શાંકરમતના આગ્રહી શ્રી માધવતીર્થ હોવાથી શ્રી દ્વારકાધીશના પૂજારીએ ઉપાડેલી તકરારને અંગે એમને રાજ્યના અધિકારીઓ સાથે મતભેદ થયેલા અને જ્યારે દ્વારકાધીશને રાજભોગ ધરાવવાનો હક્ક ગુગલી પૂજારીઓને રાજ્ય તરફથી આપવામાં આવ્યો ત્યારે એમને દ્વારકાના પીઠસ્થાન તરફ ઘૃણા થવા લાગી; અને પોતાના ઘવાયેલા વર્ચસ્વને અખંડિત રાખવા તેમણે ડાકોરમાં પોતાનું પેટા નિવાસસ્થાન ઊભું કર્યું હતું.

શ્રી માધવતીર્થ પછી શ્રી શાન્ત્યાનન્દ સરસ્વતી ગાદી ઉપર આવ્યા હતા. તે અતિ સમર્થ વિદ્વાન હતા. વેદાન્ત વિષય ઉપર તેમનો કાબુ અદ્વિતીય મનાતો હતો. અનેક શાસ્ત્રાર્થની સભામાં તે અજીત રહ્યા હતા. એમના સમયમાં શારદામઠના આશ્રય તળે એમણે ગૂજરાતમાં બ્રાહ્મણોમાં અગ્રેસર ગણાતા ઔદિચ્ય બ્રાહ્મણની બ્રહ્મસમાજની બેઠકને ઇ. સ. ૧૯૨૬માં દ્વારકામાં નોતરી હતી;

---

* ( "मंटतिन्नत" पृष्ठ २ शंकराचार्य चूर्णिका. )

શારદામઠનો અધિકાર કેટલા વિસ્તાર ઉપર પહોંચે છે તે બાબતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ થયેલો છે.

सिन्धु सौवीर सौराष्ट्रमहाराष्ट्रान्तरान्तराः ।
देशाः पश्चिमदिक्स्था ये शारदापीठभाक्कृताः ॥

તેજ સમયે શારદામઠનું નવું મકાન વડોદરા રાજ્યે બંધાવી આપ્યું હતું તેની ઉદઘાટન ક્રિયા કરવા શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ દ્વારકામાં પધાર્યા હતા. તેજ વખતે અખિલ ભારત વર્ષિય સંન્યાસીમંડળની સભા પણ શ્રી શાન્ત્યાનન્દજીએ દ્વારકામાં આમંત્રી હતી. એ પ્રસંગે શ્રી શારદામઠમાં થી આદિશંકરાચાર્યથી માંડીને તે દિવસ સુધી થઇ ગયેલા બધા પીઠાધીશ શંકરાચાર્યોની પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા એઓશ્રીએ કરાવી હતી. એ પ્રતિમાઓમાં એમણે પોતાની પ્રતિમા પણ પધરાવી હતી. જેવું પ્રાણપ્રતિષ્ઠાનું કામ પુરૂં થયું કે બીજે જ દિવસે એવું બન્યું કે શ્રી શાન્ત્યાનન્દજીનો દેહોત્સર્ગ થયો.

એમના પછી થી ચન્દ્રશેખરાશ્રમ મહારાજ ગાદી ઊપર આવ્યા તેઓશ્રીએ સત્તર વર્ષ સુધી શારદાપીઠનું અધિષ્ઠાતાપણું ભોગવ્યું અને ધર્મકાર્યોમાં બહુ રસ લીધો. ગુજરાતના શહેરોમાં સદ્‌બોધ આપવા અને ધર્મપ્રચાર કરવા તેઓશ્રીની સ્વારી વિચરતી અને બહુ સાદાઇથી સાચા સંન્યાસીનું જીવન એઓશ્રી ગાળતા હતા. તેઓ સવત ૨૦૦૧ ના મહા શુદ ૯ ના રોજ બ્રહ્મીભૂત થયા.

અત્યારે શ્રી દ્વારકાધીશ સિવાયના બધાં મન્દિરોની પૂજા નૈવેદ્ય, આરતી, રાજભોગ વગેરે શ્રી શંકરાચાર્ય તરફથીજ થાય છે. અને દેવાલયના પ્રદેશ ઉપર સર્વ પ્રકારની હકુમત શ્રી શંકરાચાર્યની જ હોય છે. શ્રી ચન્દ્રશેખરાશ્રમ મહારાજે દ્વારકામાં શ્રી ગાયત્રી-દેવીનું મન્દિર બંધાવ્યું અને બ્રાહ્મણધર્મની રીતે દ્વારકામાં સારા યજ્ઞો ઉજવવા વિદ્વાન શ્રોત્રિય બ્રાહ્મણોને એઓશ્રીએ આમંત્રી તેમનું સારૂં સંમાન કર્યું હતું. જ્યારે એઓશ્રી દ્વારકામાં રહેતા ત્યારે રોજ સાંજે પીઠના સભામંડપમાં એઓશ્રી સદ્‌બોધ આપતા.

હતા. તે પછી સં. ૨૦૦૧ ના જેઠ શુદ ૧૦ અને બુધવારે શ્રી. અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજનો શ્રી શારદાપીઠ પર અભિષેક થયો. તેઓશ્રી જ્ઞાનના ઓજસવાળા છે. અને સંસ્કૃત વિદ્યાનો પ્રચાર અને ધર્મની ઉન્નતિ માટે ઘણું કરી શકે તેવી શક્તિવાળા છે. એઓશ્રીનો અભિષેક દ્વારકાના મહાજને અને સનાતન ધર્માનુયાયી પ્રજાએ વડોદરા રાજ્યની મદદથી શાસ્ત્રોક્ત વિધિસર ઉજવ્યો હતો. એ અભિષેકવિધિનું યજમાન કૃત્ય આ પુસ્તકના લેખકને હાથે થયું હતું.



## પ્રકરણ ૮. દ્વારકામાં બનેલા પરચાની કહાણીઓ

### ૧ ભક્ત બોડાણાની કહાણી

ગુજરાતમાં ડાકોર ગામે રણછોડરાયનું મન્દિર પ્રખ્યાત છે. ત્યાં બોડાણા નામનો ભક્ત રહેતો હતો. કથા એવી છે કે દ્વારકાનાથનો તે પરમ ભક્ત હતો. દર વરસે દ્વારકાનાથનાં દર્શન કરવા તે દ્વારકા આવતો હતો. એમ કરતાં કરતાં બોતેર વર્ષ વીતી ગયાં.

સિત્તેર વર્ષ સેવા કરી શ્યામળિયો સમજાવાય રે;
ડાકોરથી તો દ્વારકા માંહે વર્ષ બે ત્રણ ફેરા ખાય.
રણછોડ રંગીલા.

કરમાં તુલસી વાવીને જઇ, ચતુર્ભુજને ચઢાવી રે;
પ્રભુજી તો પ્રસન્ન થયાને, દીલમાં દયા આવી.
રણછોડ રંગીલા.

એમ કથા ચાલે છે કે દ્વારકાનાથે દ્વારકામાં બોડાણાને કહ્યું કે તું એક ખખડધજ ગાડું લાવ અને મને અહિંથી ડાકોર લઇ જા. બોડાણે ડાકોરથી તૂટેલ ગાડી મેળવી, ઉછીના બળદ મેળવ્યા અને

તે દ્વારકા આવ્યો. દ્વારકાના ગુગલી બ્રાહ્મણો બોડાણાની ગાડી જોઇ હસવા લાગ્યા;

ગુગળી સહુકો હસવા લાગ્યા, કૌતુક સરખી વાત રે;
બોડાણો તો આણે આવ્યો, લેઇ જવાને નાથ—રણછોડ.

બોડાણો કહે હસો ભાઇઓ હસવા સરખી વાત રે;
ઇશ્વર ઇચ્છા કોઇ ન જાણે, કેવું થશે પ્રભાત—રણછોડ.

મન્દિરમાં સન્ધ્યા થઇ, આરતી થઇ, ભોગ ધરાવ્યો અને ઠાકોરજીને શયન કરાવવામાં આવ્યું. મધરાતે ઠાકોરજી ઊઠયા, મન્દિરના તાળાં તૂટયાં, ભોગળો ભાંગી અને ઠાકોરજી બહાર આવ્યા. બોડાણાને ઊંઘમાંથી જગાડી તેની વેલમાં બેસી ઠાકોરજી ઝટ અંતરીક્ષ માર્ગે ડાકોરના લીમડાની છાયા નીચે આવી પહોંચ્યા. ત્યાં વિશ્રાન્તી લેવામાં આવી. આજે ડાકોર પાસે એ સ્થળ બતાવવામાં આવે છે. ત્યાંના લીંબડાની એક ડાળને પ્રભુના હસ્તનો સ્પર્શ થયો હતો એટલે તે મીઠી બની છે એમ કહેવાય છે. પછી બોડાણાને દ્વારકાના ગુગળી બ્રાહ્મણની બીક લાગવાથી દેવની મૂર્તિને તળાવના પાણીમાં તેણે છૂપાવી દીધી. બોડાણાના ધાર્યા પ્રમાણે ધુંધવાતા ગુગળી ડાકોર આવ્યા અને બોડાણાને બાંધીને દ્વારકા લઇ જવા તજવીજ કરી. પણ ભકતની ભીડ ભાંજવા ભગવાને માર્ગ કાઢયો કે બોડાણાએ મૂર્તિના ભાર જેટલું સોનું ગુગળી બ્રાહ્મણને આપવું. લાલચમાં એ બ્રાહ્મણો લપટાયા. મૂર્તિને ત્રાજવામાં મૂકતાં બોડાણાની વહુ ગંગાબાઇની સવા વાલની વાળીથી તે મૂર્તિ જોખાઇ. ગુંગળી બ્રાહ્મણો ઝાંખા પડયા; અને હવે શું કરવું તેનો ખુલાસો પ્રભુ પાસે માગ્યો. તેમને જવાબ મળ્યો કે દ્વારકામાં મારૂં બીજું સ્વરૂપ ગેવંત્રી (સાવિત્રી) વાવમાં છે તેની સ્થાપના મંદિરમાં કરશો.

તે પ્રમાણે સેવંત્રી વાવમાંથી મૂર્તિ કાઢવામાં આવી અને ખાલી થયેલું મન્દિર દેવથી શોભતું બન્યું.

સંવત બાર ને બારમાં પ્રભુ ખાંકો કશી ના રાખી રે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સર્વે પૂરે સાખી—રણછોડ.

આ રીતે લોકમાન્યતા પ્રમાણે સંવત ૧૨૧૨ માં (ઈ. સ. ૧૧૫૬) દ્વારકાથી દેવ ડાકોર પધાર્યાની કથા છે, તે કથા રણછોડ ભક્તે સંવત ૧૮૬૯ ના આસુ વદ આઠમને રવિવારે "રણછોડજીના ગરબા" રૂપે ઊતારી છે. એ રણછોડ કપડવણજ તાબે તોરણાનો વાણીઓ હતો.

બોડાણાની આ ચમત્કારિક કથાને ઐતિહાસિક અવલમ્બન હજુ સુધી મળ્યું નથી. પણ તે કથા ખૂબ પ્રચલિત છે.

ડાકોરના હાલના મન્દિર સમ્બન્ધી એવો ઇતિહાસ છે કે સંવત ૧૭૮૧ માં મારવાડના જોધપુરથી અભેસિંગ રાજા ડાકોર આવ્યો; તેણે રત્નસીંગની મદદથી મોટું મન્દિર બંધાવ્યું; તે પછી પૂનાથી તાંબેકર નામના સરદાર આવ્યા તેણે મન્દિરને વિશાળ બનાવ્યું; અને સંવત ૧૮૨૮ માં એ મન્દિરમાં ડાકોરનાથજીને પધરાવવામાં આવ્યા. એ સ્થળે નરસિંહ મહેતાના વંશ જ ત્રીકમદાસ વૈષ્ણવ ડાકોરમાં યાત્રાએ ગયા હતા અને ત્યાં જ તેમનો વૈકુંઠવાસ થયો હતો.

## ૨ પર્વત મહેતાની કહાણી

નરસિંહ મહેતાના પિતા કૃષ્ણદાસના ભાઇ પર્વત મહેતા હતા. તે સંવત ૧૪૩૩ (ઈ. સ. ૧૩૭૭)ની આસપાસ થઇ ગયા.

એઓ વૈષ્ણવી રીત પ્રમાણે દર વરસે માગરોળ ગામથી શ્રાવણ માસમાં દ્વારકાની યાત્રાએ આવતા હતા અને આખો માસ અગર પૂરા ચાતુરમાસ શ્રીના ચરણમાં તુલસી ચડાવી કૃતાર્થ થતા હતા. એમનું એ વ્રત અખંડ રહ્યું હતું. એક વાર વૃદ્ધાવસ્થાને કારણે દ્વારકાનો પ્રવાસ તેમને બહુ કપરો થઈ પડયો હતો. પર્વત મહેતા દ્વારકાની યાત્રાએ સધાવ્યા પરન્તુ ઘડપણની અશક્તિથી તે ચાલી શકયા નહિ; તે પડી ગયા; નિદ્રામાં ઘેરાયા એમની અનન્ય ભક્તિથી શ્રી દ્વારકાનાથ તુષ્યમાન થયા અને ખુદ પોતે દ્વારકાથી પર્વત મહેતાને ગામે આવ્યા. એમ કહેવાય છે કે દ્વારકાની મૂર્તિ પર્વત મહેતાને ગામે ( માંગરોળ ) સોઢલી વાવમાં ગોખલામાં આવી ચડી. તે વાવમાં પાણી ઊભરાવા લાગ્યું. લોકોને આ ચમત્કાર વિસ્મય જનક લાગ્યો. પર્વત મહેતાને સ્વપ્નામાં ખ્યાલ આવ્યો કે શ્રી દ્વારકાનાથ તેમને દર્શન આપવા પધાર્યા છે. જાગ્રત થતાં પર્વત મહેતાએ વાવનું પાણી ઊભરાતું જોયું. પોતે પ્રેમપૂર્વક વાવની પગથીઓ ઉતરતા ગયા અને પાણી નીચે ઓસરતું ગયું. છેવટે વાવના ગોખલામાં બિરાજેલી દ્વારકાનાથની મૂર્તિના દર્શન થયાં અને પર્વત મહેતાની ટેક એ રીતે રહી. એ બનાવ માંગરોલમાં બન્યાનું ઘણા લોકો માને છે. માંગરોનમાં પર્વત મહેતા વાસ્તે સં. ૧૫૦૧ માં પધારેલું સ્વરૂપ ઘણા સમય સુધી પૂજાયું. હાલ તે સ્વરૂપ જુનાગઢમાં નાગરવાડામાં મન્દિર છે ત્યાં પૂજાય છે.

પર્વત મહેતાની કથા પાટણના વૈષ્ણવ અનન્તપ્રસાદ ભટ્ટ પ્રેમપૂર્વક આખ્યાનરૂપે કહેતા હતા. અમરેલીમાં વસતા મજમુદાર કુટુમ્બના મ્હોવડી અને પર્વત મહેતાના સીધા વંશજ વિનોદરાય જયસુખરાય વકીલ એમણે પર્વત મહેતા વિષે ઘણી માહિતી આપી

છે. એમના વડવા ત્રિકમદાસે ( સંવત ૧૭૮૦ થી ૧૮૫૫ ) " પર્વત પચ્ચીસી "નું પુસ્તક રચ્યું છે. તેમાં પર્વત મહેતાની અનન્ય ભક્તિ વિષે અને ઉપર જણાવેલા પરચા વિષે વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે.

## ૩ નરસિંહ મહેતાની કહાણી

સંવત ૧૪૬૯ થી સંવત ૧૫૩૬ સુધીના સમયમાં નરસિંહ મહેતાનો જીવનકાળ મનાય છે. એમની અનન્ય વૈષ્ણવી ભક્તિ જગપ્રસિદ્ધ છે. નાગરી ન્યાત એ ભક્તને વેવલો ગણી અનેકવાર તેની હાંસી મશ્કરી કરતી હતી. એકવાર દ્વારકાની યાત્રાએ નીકળેલા પ્રવાસી જનો ગિરિનારની યાત્રા કરી દામોદરકુંડમાં સ્નાન કરી તપાસ કરવા લાગ્યા કે જુનાગઢમાં કોઈ એવો વેપારી મળશે કે જેની ઓળખાણ દ્વારકાના શેઠ સાથે હોય અને જે જુનાગઢમાં પૈસા લઇને દ્વારકાના શેઠ ઉપર હુંડી લખી આપે નાગર યુવાનોએ મશ્કરી કરવા સારૂ એ યાત્રાળુને નરસિંહ મહેતાની પેઢીનું નામ કહ્યું અને મહેતાની ડેલી બતાવી. ભોળા યાત્રાળુએ નરસિંહ મહેતા આગળ પોતાની હકીકત કહી અને હુંડી કાઢવા માટે રોકડું નાણું મહેતા આગળ ધર્યું. મહેતા વિમાસણમાં તો પડયા; પરન્તુ ભક્તિના પૂર આવેશમાં આવી દ્વારકાના શ્રી શામળશાહ શેઠ ઉપર હુંડી લખી આપી. આ હુંડી લઇ યાત્રાળુ દ્વારકામાં આવ્યા; દ્વારકાના બધા શાહુકારોને તે મળ્યા પણ શામળશાહ શેઠનો પત્તો લાગ્યો નહિ. છેવટે નરસિંહ મહેતાએ તેમને છેતર્યા એમ માની નિરાશ થઇ ગોમતી તટે તે બેઠા. ત્યાં શામળશાહ શેઠ ખુદ તેમની પાસે આવ્યા અને મહેતાની હુંડી સ્વીકારી. પૈસા ગણાઇ ગયા કે તરત જ તે અન્તર્ધ્યાન થઇ ગયા. યાત્રાળુને પછી માલૂમ પડયું કે શામળશાહ

ગેઠ—તે સ્વામરગી શ્રી કૃષ્ણ જ હતા. આજે ગોમતી ઘાટ ઉપર રામમશાનુ મન્દિર છે તેમની સામે ગોખમા નરસિંહ મહેતાની મૂર્તિ પણ છે.

## ૪ શ્રી દ્વારકાનાથની મૂર્તિનુ પ્રાકટ્ય

એમ કહેવાય છે કે મુસ્લામી આક્રમણને કારણે દ્વારકાના જગતમન્દિરમાની મૂર્તિ જતી રહી હતી અને મન્દિર સૂનુ પડ્યુ હતુ તે સમયે (ઇ સ ૧૫૦૦) શ્રી વલ્લભાચાર્ય દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા તેમને ગોમતીતટે શ્રી ભાગવતનું પારાયણ કરતા કરતા અદ્ભૂત પરચો થયો હતો તે પરથી એમને જાણ થઇ કે દ્વારકા પાસે ત્રણ માઇલ ઉપર લાડવા નામનો ટીંબો છે તે સ્થળે જમીન ઉપર મૂર્તિના માત્ર શીરનો ઉપરનો ભાગ દેખાય છે તેને લોકો સિન્દુર વગેરે દ્રવ્યથી પૂજે છે. તે સ્થળે ખોદવાથી શ્રીની મૂર્તિનુ પ્રાકટ્ય થશે એ પ્રમાણે કરવામા આવ્યુ અને સુન્દર સ્વરૂપની મૂર્તિ—ત્રિવિક્રમનો ભાવ દર્શાવતી આયુધની રચનાવાળી—લાડવાને ટીંબેથી પ્રાપ્ત થઇ. તેની પ્રતિષ્ઠા દ્વારકાના મન્દિરમા થઇ પાછળથી અન્ય આક્રમણ વખતે એ સ્વરૂપને સુરક્ષિત રાખવાની દૃષ્ટિથી બેટ ગામે પધરાવવામા આવ્યુ. હાલ બેટના મન્દિરમા બિરાજતુ દ્વારકાનાથજીનુ સ્વરૂપ એ શ્રી વલ્લભાચાર્યજીએ મેળવી આપેલુ સ્વરૂપ છે •

---

• એ સ્વરૂપ જે સ્થળે પ્રકટ થયુ હતુ ત્યા સૌ. મોંઘીબાઈ—તે શ્રીમાન શેઠ ગોવિન્દજી ઠાકરસીના પુત્રી—એમણે લાડવાના ટીંબા પર નાનું સરખુ—ચોક જેવુ—સ્થાન બંધાવ્યુ છે—અને એ રીતે યાદ પરા ..ણી રાખી છે

## ૫ ઇસર બારોટની કથા

ઇશ્વરદાસ બારોટ સૂરાજીના દીકરા તરીકે મારવાડમાં ધડોઇ ગામે જન્મ્યા હતા. તે જાતે ચારણ અને રાઠોડ રજપૂત રાજાના તે દસુંદીઆ હતા.

સંવત પન્નર પન્નરમેં જન્મ્યો ઇશરચંદ
ચારણ વરણ ચકોરમેં ઉન દિન હુવો આણુંદ.

એ દુહો તથા નીચેનો દુહો તેના જન્મની સાલ સંવત ૧૫૧૫ની કહે છે.

*સર[૫] ભુવ[૧] સર[૫] શશિ[૧] બીજ ભ્રગુ શ્રાવણ સિત પખસાર;
સમય પ્રાત સુરા ઘરે, ઇશર લો અવતાર.

એકવાર ઇશ્વર બારોટે રાજા રાવલ જામની કચેરીમાં કાવ્યથી રાજાની સ્તુતિ કરી હતી અને તેને મોટું ઇનામ આપવા રાજા રાવલ જામે ઇચ્છા બતાવી ત્યારે તે કચેરીમાં પીતામ્બર ભટ્ટ નામના પંડિતે રાજાજીને ઇનામ આપતાં અટકાવ્યા હતા. ઇશ્વરદાસને પીતાંબર ભટ્ટ ઉપર ગુસ્સો ચડયો. તેણે તેનું કાસળ કાઢવા નિશ્ચય કર્યો. હાથમાં તલવાર લઇ તે પીતામ્બર ભટ્ટના ઘર આગળ છુપાઇ રહ્યા. ત્યાં એમણે પીતામ્બર ભટ્ટ અને તેમના પત્ની વચ્ચેની વાતો સાંભળી તેમાં પીતામ્બર ભટ્ટે એમ કહ્યું કે આજે ઇશ્વરદાસ કવિએ

* સર=શર પાંચ હોય, ભુવ=પૃથ્વી એક હોય છે; શશિ=ચન્દ્ર એક હોય છે. આવા અંકાની ગતિ ઉલટી ગણાય છે. અંકાનાં વામતો ગતિઃ એ રીતે સંવત ૧૫૧૫ શ્રાવણ સુદી બીજને શુક્રવારે સવારે સુરાજીને ઘેર ઈશ્વર બારોટ અવતર્યા હતા. ( ઇ. સ ૧૪૫૯ )

કચેરીમાં બહુ સુન્દર કવિતા સંભળાવી હતી; આવી સરસ કવિતા શક્તિ જો ઈશ્વરદાસે ભગવાન શ્રી હરિની સ્તુતિ કરવામાં વાપરી હોય તો તેનો મોક્ષ થાય જ. આ વાત સાંભળતાં જ કવિનો ગુસ્સો ઓસરી ગયો. તે પીતામ્બર ભટ્ટને ચરણે પડયા. તેને તેમણે ગુરુપદે સ્થાપ્યા અને તેજ દિવસથી તેણે "હરિરસ" નામનો કાવ્યગ્રન્થ આરંભ્યો.

એ કાવ્યગ્રન્થ લખાઈ રહ્યા પછી શ્રી દ્વારકાનાથને-શ્રી હરિને—સંભળાવવા કવિ ઈશ્વરદાસ દ્વારકાની યાત્રાએ નીકળ્યા. રસ્તામાં તે માંદા પડયા. અમુક તિથિએ એ "હરિરસ" દ્વારકાના મન્દિરમાં શ્રીજી સમક્ષ ગાઈ બતાવવાનો નિશ્ચય આ માંદગીથી પાર નહિ પડે તેની તેમને ચિન્તા થઈ. એમ કહેવાય છે કે મનુષ્ય વેશે શ્રી હરિ બારોટ પાસે આવ્યા; તેની પાસેના ગ્રન્થમાંની કવિતા સંભળાવવા માગણી કરી. પરન્તુ બારોટજીએ કહ્યું કે એ ગ્રન્થની એક લીટી પણ શ્રી હરિને અર્પણ કર્યા પહેલાં અન્ય કોઈને સંભળાવાય નહિ. એમ કરવાથી મારો ગ્રન્થ ઉચ્છિષ્ટ બની જાય. ભક્ત બારોટનો આ આગ્રહ જોઈ તેમને ઊંઘમાંથી જ અદ્ભુત રીતે ધારેલી તિથિને દહાડેજ દ્વારકાના મન્દિરમાં લાવી મૂકવામાં આવ્યા. ઈશ્વરદાસને ખાતરી થઈ કે તેમને મનુષ્યરૂપે મળેલા સજ્જન એ સાક્ષાત શ્રી હરિ જ હતા. આ પરચાની વાતો લોકોમાં હજુ સુધી ચાલુ છે.

કવિ ઈસર હરિરસ કિયો છન્દ તીનસો સાઠ
મહાદુષ્ટ પામે મુગતિ, જો કિજે નીત પાઠ.

ચારણી ભાષામાં લખાયેલો આ ગ્રન્થ અદ્વિતીય છે. ઈશ્વરદાસ બારોટ સિદ્ધ પુરુષ ગણાતા હતા. તેમણે અનેક ચમત્કારિક પરચા

બતાવ્યા હતા. મરેલા માણસને જીવતા કરવાની શક્તિ એમનામાં હતી. " ઇસરા પરમેસરા " એ ઊક્તિ આજ સુધી પ્રચલિત છે. કહેવાય છે કે તે સંવત ૧૬૨૨માં ઘોડો ખેલાવતાં સદેહે સમુદ્રમાં પેસી જઈ અક્ષરધામમાં પહોંચ્યા હતા.

ઇશર ઘોડા ઝોકીઆ મહાસાગર કે માંય
તારણહારા તારશે, સાંયા પકડી બાંય.

સંવત સોળ બાવીસ બુધ શુદિ નૌમી મધુમાસ
ઇશાણંદ કવિ ઉદ્ધરે, વિશ્વ કરો વિશ્વાસ.

## ૬ રામજીદાસ મહારાજની કથા

દ્વારકાની કુંભાર જ્ઞાતિમાં રામજી નામનો સમજદાર માણસ પોણોસો વર્ષ પહેલાં થઇ ગયો. સંવત ૧૯૪૫માં તે ઓખામંડળના બાંધકામ ખાતાના મીસ્ત્રી અને ઓવરસીયર નીચેના મજુરોના મુકાદમ તરીકે નોકરી કરતો હતો. તેનું હૃદય ભક્તિના ઉમળકાથી ભરેલું હતું તેથી પોતાનો બાપદાદાનો ધન્ધો તેનાથી થઇ શકતો નહિ. બાંધકામ ખાતામાં તે બહુ પ્રમાણિક જણાયો એટલે એમને જોખમદારી ભરેલું પગારના પૈસા સાંચવવાનું કામ સોંપાયું હતું. એ કામ પરથી એમની ભક્તિવાળાં હૃદયમાં વૈરાગ્ય દાખલ થયો. તેણે ધન્ધો છોડી દીધો. દિવસ રાત રામ નામની માળા ફેરવવામાં જ તે મશગુલ રહેતો. ધીરે ધીરે તેની કપડાં પરની આસક્તિ મન્દ થવા લાગી. સુતરના કપડાને બદલે તે શુણપાટની કફની જ પહેરવા લાગ્યો; અને મોટે ભાગે દેવમન્દિરમાં, ગોમતીઘાટે, અગર દ્વારકાના ભાટીયા રતુ શેઠ ( પ્રયાગજી શેઠ )ને ઉંબરે માળા ફેરવતો તે બેસી રહેતો. એક વખત દ્વારકાની પ્રજાને બહુ વિસ્મયકારક

દશ્ય સવારના પહોરમાં જોવાનું મળ્યું. દ્વારકાના જગતમન્દિરના શિખર પર ધ્વજાના દંડ પાસે પાટલી ઉપર ઊભા ઊભા રામનામનો ઉચ્ચાર કરતો માણસ સૌએ જોયો. તરત જ માલૂમ પડયું કે એ તો રામજી ભગત હતા. શિખર ઉપર માણસ મોકલી તેને નીચે ઉતરવાની સમજુત આપવામાં આવી. તેણે આગ્રહ કર્યો કે દ્વારકાના ગુગલી બ્રાહ્મણની ન્યાત જમાડી. મન્દિર પર નવી ધજા ચડાવવાનું કોઇ સ્વીકારે તો તે નીચે ઉતરે. મહાજનોએ એ વાત સ્વીકારી.

પછી સરકારી ચોકીદારોને તાકીદ આપી ખુલાસો પૂછવામાં આવ્યો કે મન્દિરના દરવાજા બન્ધ હોવા છતાં રામજી ભગત જેવા માણુસ દેવળ ઉપર શી રીતે જઇ શકે છે? તે દિવસથી મન્દિર પર ચોકી કરનાર લશ્કરી સિપાઇઓએ શિસ્તસહ ચોકી કરવાનું શરૂ કર્યું. છતાં રામજી ભગત ઘણીવાર શિખર ઉપર અકળિત રીતે ચડી જતા, અને તેના પર શ્રદ્ધા રાખનાર હનુ શેઠ એમને નીચે ઉતારવા અવારનવાર બ્રાહ્મણોની ન્યાત જમાડવાનું કબુલ કરતા હતા. આ પ્રકાર બહુ ચાલ્યો એટલે તો લોકોને શંકા જવા લાગી કે ગુગલી બ્રાહ્મણો પૈકીના કોઇ છુપા માણસો રામજી ભગતને છુપી મદદ આપી શિખર પર ચડાવી દેતા હશે. પરન્તુ થોડા વરસમાં રામજી ભગતની અન્તર્દષ્ટિ જાગી અને બહારનાં અજવાળાં તેમને નકામા થઇ પડયાં. એવી સુરદાસની સ્થિતિમાં પણ રામજી ભગત મન્દિરના દરવાજા બન્ધ હોય છતાં જગતમન્દિરના ધ્વજાદંડનું આલિંગન કરતા રામનામની ધૂન લગાવતા ઘણીવાર ઊભા રહેતા. એટલે લોકોને ચોક્કસ વિશ્વાસ બેઠો કે રામજી ભગતને કોઇ દિવ્યશક્તિ શિખર પર લઇ જવામાં મદદ આપતી હશે. દરમ્યાન રામજી ભગતના વચનથી હનુ શેઠને ત્યાં પુત્રનું પારણું બન્ધાયું.

પુત્રનું નામ દ્વારકાદાસ પાડવામાં આવ્યું. એ શ્રીમાન દ્વારકાદાસ આજે મુમ્બઈની કાપડ બજારમાં પોતાનો ધન્ધો સરસ રીતે ચલાવે છે અને એમની કુટુમ્બવાડી ફૂલતી ફાલતી છે.

આ રામજી ભગતના અનેક શિષ્યો અને પ્રશંસકો દ્વારકામાં થયા હતા. તેમના વૈકુંઠવાસ પછી તેમના શિષ્યમંડળે શ્રી. ગોમતી ઉપર એમની સ્મૃતિ રાખવા રામેશ્વર મહાદેવનું મન્દિર સ્થાપ્યું છે.

આ છેલ્લી કથા–કેવળ લોકકથા નથી; પરન્તુ અક્ષરશઃ સત્ય છે. લેખકે પોતે રામજી ભગતને મુકાદમ તરીકે, ભગત તરીકે, અને શ્રી જગતમન્દિરના ધ્વજદંડને આલીંગન દઈ રામનામની ધૂન મચાવતા ઊભા રહેલા ચમત્કારી ઓલીયા તરીકે જોયા છે.



## પ્રકરણ ૯.    દ્વારકાના ઇતિહાસના રજકણો

દ્વારકાના પ્રદેશને પૌરાણિક કાળમા આનર્તદેશના વિભાગ તરીકે માનવામા આવતો હતો, સોરઠ–સુરાષ્ટ્ર–શબ્દ પણ ઘણા પ્રાચીન વખતથી જાણીતો છે, સૌરાષ્ટ્રમા અન્તર્ગત થયેલા ઉષા–મડળમા દ્વારકા આવેલુ છે. દ્વારકાના બ્રાહ્મણો ગોમતી તટ પર યાત્રાળુને સ્નાનનો સકલ્પ કરાવે છે ત્યારે " **सौराष्ट्रान्तर्गते उषामण्डले द्वारकायाम्** " એમ ઉચ્ચાર કરે છે. દ્વારકાને ઉષા મડળ નામ કેમ આપવામા આવ્યુ છે, તે વિષે અનેક તર્કો છે.

પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધે બાણાસુરની કન્યા ઉષા–ઓખાનુ હરણ કરી તેને દ્વારકામા સ્થાપ્યા તે દિવસથી ઉષાના નામ પરથી આ દેશનું નામ ઉષામંડળ પાડયુ છે એવો એક તર્ક છે.

કોવાડ નામના ગામડાંના જગલમાથી એક વ્હેળાનુ ઝરણુ ચોમાસામા વહે છે તેને ઉષા નદી કહે છે. એ ઉષા નદી અસલના સમયમા સારી રીતે વહેતી હશે. ૪ સ પાચમાથી દશમા શતક સુધીમા પ્રદેશના નામ નદી ઉપરથી પાડવાનો રીવાજ હતો સરસ્વતી નદીના પ્રદેશને સરસ્વતી મડળ તરીકે ઘણા અસલી

લેખમાં ઓળખાવેલ છે. તે રીતે ઉષા નદીના પ્રદેશને ઉષામંડળ કહેવામાં આવે છે. આ તર્ક કંઇક સાચો લાગે છે, આ પ્રદેશનું વર્ણન ભૂગોળના પુસ્તકમાં જ્યાં જ્યાં થયું છે ત્યાં ત્યાં આ દેશની બે નદીઓના નામ તેમાં લખવામાં આવે છે; એક ઓખા અને બીજી ગોમતી.

આ બે તર્કથી સંપૂર્ણ સન્તોષ થાય તેવું નથીઃ લેખકે પોતે અનેક તર્ક આ વિષે કર્યા છે. પુરાણોના વાચનમાંથી ઓખા શબ્દની ઉત્પત્તિ શોધતાં સમજાયું છે કે આ દેશને અમુક પ્રસંગે કોઇ વિદ્વાન બ્રાહ્મણે " ઉષર મંડલ " નામ આપ્યું છે.

સંસ્કૃત ભાષામાં ઉશીર ( ઉષીર ) શબ્દ સહેજ સુગન્ધવાળા ઘાસ માટે વપરાય છે. ચન્દનનું લાકડું જ્યાં નહોતું મળતું ત્યાં અમુક પ્રકારના ઘાસના થડ અને મૂળના ઘસારાનો લેપ થતો હતો. દ્વારકાના વેરાન પ્રદેશમાં આજ ઘાસ પુષ્કળ થાય છે. તેમાં ઘેગી અને મોથ નામના ઘાસના સુગન્ધી મૂળીઆં આજે પણ મળે છે એટલે [1]ઘાસના પ્રદેશને ઉષીર મંડળ કહેવામાં આવે તે સ્વાભાવિક છે. તેના ઉપરથી ઓખામંડળ નામ પડયું હોય.

---

. ૧ આપ્ટેકૃત-સંસ્કૃત અંગ્રેજી ડીક્ષનેરી-(કોષ) પ્રમાણે.

ऊशीर, उषीर=The fragrant root of a plant

ગુજરાતી " મોથ " નામનું સુગંધી મૂળીઉં સંવત ૧૯૫૬ ના છપનીઆ દુકાળમાં ઓખા મંડળમાં ઘાસની તંગી હતી ત્યારે જમીનમાંથી કાળા મોથાં ખોદીને ઘોડા ઢોરને ખવડાવતા હતા મતલબ કે આ દેશમાં મોથની ઉત્પત્તિ વિશેષ પ્રમાણમાં થાય છે. ફૂલેલ તેલ બનાવવામાં સુગન્ધ લાવવામાં મોથનો ઉપયોગ થાય છે.

[2]ઉપર અને ઉષા એ શબ્દોનો અર્થ " ક્ષારવાળી જમીન " એવો થાય છે. અસલી દ્વારકા સમુદ્રે પ્રલય વખતે ડુબાડી દીધી; અને એની આસપાસ ખારૂં પાણી રેલાઇ જવાથી પ્રદેશ ક્ષારવાળો બની જવા પામ્યો. તેથી આ પ્રદેશને ઉષા મંડલ નામ આપ્યું હશે આજે પણ એ ક્ષારનો ઉપયોગ કરી રાસાયનિક પદાર્થો બનાવવાનું એશિયામાં મોટામાં મોટું ગણાતું કારખાનું તાતાની કમ્પનીએ આ દેશમાં મીઠાપુર ગામે કાઢયું છે. એ રીતે ઓખામંડળ એટલે ખારવાળો પ્રદેશ એ નિર્ણય વધારે બુદ્ધિમાન્ય જણાય છે.

---

" અમરકોષ " દ્વિતીયકાંડ વનૌષધિ વર્ગમાં નીચે પ્રમાણે છે

स्याद्वीरणं वीरतरं मूलेऽस्योशीरम स्त्रियाम् १७६
अभयं नलदं सेव्य मृणालं जलाशयम्— १७७

[ वीरणम्, वीरतरम् इति तृणभेदस्य ॥ उशीरम् अभयं......इति वीरण मूलस्य. ]

૨ આપ્ટેકૃત સંસ્કૃત-અંગ્રેજી કોષ.

उषा = saline earth; उषर = a barren spot with saline soil; ऊषर impregnated with salt or saline particles.

અમરકોષ-દ્વિતીયકાંડ, ભૂમિ વર્ગ.

मृन्मृत्तिका प्रशस्ता तु मृत्सा मृत्स्ना च मृत्तिका ५६४
उर्वरा सर्वसस्याढ्या स्यादूषः क्षार मृत्तिका ५६५
ऊषवा नूषरो द्वावप्यन्यलिंगौ स्थल स्थली ५६६

[ उषः क्षार मृत्तिका इति क्षार मृत्तिकायाः ॥ ऊषवान्, इति क्षार मृद्विशिष्टस्य. ]

ગ્રીસ દેશના અસલી ગ્રન્થોમાં દ્વારકાનો "બારકે"ના નામથી ઘણે ઠેકાણે ઉલ્લેખ થયો છે. મીનાન્ડર ( મિલિમ ) નામના એક સરદારે સોરઠ દેશ પર સત્તા જમાવી હતી અને તે રાજાના ઇતિહાસના ગ્રન્થમાં દ્વારકાનો ઉલ્લેખ છે. વાઘેર પ્રજા હાલ ઓખામંડળમાં વસે છે તે જૂની ઓલાદ છે. શ્રી કૃષ્ણના સમયમાં આભીર આહેર, વગેરે જે પ્રજા દ્વારકામાં વસતી હતી તે પ્રજા સાથે એક લોકોના સંસર્ગથી એક જાત ઉભી થઈ, જેમના ઉપર સિરિઆના સક્કર બેલિમ નામના સરદારે વર્ચસ્વ સ્થાપ્યાની લોક કથા (દંતકથા) છે. દંતકથા પ્રમાણે એ સક્કર બેલીમે ગજની (કામા ગજની-) નામનુ શહેર વસાવ્યું હતું. હાલ તેના ખંડેર ઉપર ગોરીંજ નામનું ગામડું વસેલું છે. એ સક્કર બેલિમ પાસેથી સીરીઆથી આવેલા બીજા સરદાર મેમધકુકાએ સત્તા પડાવી લીધાની કથા ચાલુ છે. આ રીતે દંતકથા પ્રમાણે ઓખામંડળનો જૂનો ઇતિહાસ સીરીઆ સાથે સંકળાયેલો છે. આજે ઓખામંડળમાં ગોરીંજ પાસે આશાબા પીરના નામથી ઓળખાતી ૨૫ ફૂટની લાંબી દરગાહ મોજુદ છે, તે તથા આરાંભડા ગામે પંજ પીરના નામથી ઓળખાતી ૫૦ ફૂટની પાંચ દરગાહ મોજુદ છે. તે સીરીઆની સંસ્કૃતિના અવશેષો છે એમ કેટલાક માને છે.

---

ઓખામંડળમાં છઠ્ઠા સૈકામાં મોરબીમાંથી ચાવડા સરદારોએ આક્રમણ કર્યું હતું અને હાલના મૂળવાસર પાસે ચાવડા પાદર ગામ વસાવી તે રહ્યા હતા. આ ચાવડા સરદારમા એક કનકસેન નામના રાજાએ કનકાપુરી નગરી ઓખામંડળમાં વસાવી હતી, તેના અસલી ખંડેર આજે વસઇ ગામડે જોવામાં આવે છે. પુરાતત્ત્વખાતાએ એ ખંડેરોને અગત્યના માની પોતાના રક્ષણ તળે લીધેલ છે. તેના નાના ભાઇ અનન્તદેવે દ્વારકામાં રાજધાની વસાવી,

દેવદ્વારકામાં ગાદી સ્થાપી તેથી અનન્તદેવ ઉપર દેવનો કોપ ઉતર્યો અને પરમાર વંશના હેરોલ નુખથી ઓળખાતા–રજપુતોએ દ્વારકા પર ચડાઈ કરી અનન્તદેવને પદભ્રષ્ટ કર્યો. આ રીતે ઓખામંડળમા અસલી વાઘેર, ચાવડાઓ, તથા હેરોલ સરદારો સત્તા ભોગવતા હતા. તેવામા તેરમા શતકમા મારવાડથી વેગવળજી અને વિજલજી નામના રાઠોડ બન્ધુઓ દ્વારકાની યાત્રાએ આવી ચડયા. એ વીર રજપૂતોએ ચાવડા સરદારનો પક્ષ લીધો અને હેરોલની સત્તા તોડી પાડવાના કાવતરાં રચ્યાં. એક મીજબાની વખતે હેરોલ સરદારોને જમવાને નોતરી આ રાઠોડ ભાઈઓએ છૂપાઈ રહેના ચાવડાઓ દ્વારા હેરોલ સરદારનુ ખૂન કરાવ્યાનું કાવતરૂ રચ્યું હતું. તે દિવસથી એ રાઠોડ રજપૂતો "વાઢેર" નામથી ઓળખાય છે. વાઢી નાખનાર–કાપી નાખનાર–તે વાઢેર. આ દગામાથી બચી જનાર કેટલાક હેરોલ સરદારોએ પાડલીના માલાણી વાઘેરનો આશ્રય લીધો હતો તેમાં બાપ વિનાની એક કન્યા પણ હતી.

વાઢેર–રાઠોડ–રજપુતોનું રાજ્ય ઓખામંડળમા આરાભડા ગામે બહુ સારી રીતે ચાલતું હતું. આઈન–એ–અકબરી નામના ગ્રન્થમા સૌરાષ્ટ્રની સીમા ઘોઘાથી આરાભડા સુધી અને સરધારથી દીવ સુધી આવેલી છે એમ લખાયું છે. તે પરથી આરાભડાની અગત્ય સમજાશે. એ વાઢેર રાજાઓમાના વિક્રમસિંહ કચ્છના રાજા અમડાના દીકરા છઆજીની દીકરી સાથે પરણ્યા હતા એ કચ્છી રાણી સાથે તેના ભાઈ હમીરજી ઓખામંડળમા આવતા જતા હતા. આ હમીરજી હેરોલ રજપૂતની બાપ વિનાની કન્યા પાડલીમા માલાણી વાઘેરને ત્યા ઉછરીને મોટી થઈ હતી તેના પ્રેમમા પડયા. હમીરજીના લગ્ન એ રીતે હેરોલ–પરમાર–રજપૂત

કન્યા સાથે થયાં. હમીરજીને વરવાળા ગામનું રાજ્ય મળ્યું; આ લગ્ન ઘણા રજપૂતોને પસન્દ ન પડ્યું કારણ કે ચાંચીઆગીરી અને મછીઆરું કરનારા વાઘેર મોમણની કન્યા જાડેજા રજપૂતનો પુત્ર પરણે તે ક્ષાત્રતેજની મમતાવાળાથી કેમ સાંખી શકાય? હમીરજીએ પોતાની અટક "જાડેજા" તજીને "માણેક" રાખી. તે દિવસથી ઓખામંડળના વાઘેરના સરદાર માણેકનો વંશ ચાલુ થયો. એમ લોકકથા ચાલે છે.

---

ઈ. સ. ૧૪૭૩-૭૪માં ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ સિન્ધ દેશના હિન્દુ જમીનદારો પર આક્રમણ કર્યું હતું અને તેમાંના ઘણાને ઇસ્લામ ધર્મમાં દાખલ કર્યા હતા. એ સમયે સુલતાને મહમદે સાંભળ્યું કે સમરકન્દના એક મુલ્લા- પોતાના કુટુમ્બ સહિત મક્કાની હજ પર જતા હતા; તેમના વહાણને જગત (દ્વારકા)ના સરદારે ચાંચીઆગીરી કરી લૂંટી લીધું અને મુલ્લાને તથા તેમના કુટુમ્બના માણસોને અટકાયતમાં રાખ્યા હતા. તે ઉપરથી મુલ્લાની પજવણીનું વેર લેવા સુલતાન મહમદ બેગડાએ દ્વારકા ઉપર ચડાઇ કરી; ત્યાંના રાજા ભીમજી દ્વારકા છોડી બેટમાં જતા રહ્યા. મહમદ સુલતાને તે વખતે દ્વારકામાં અને બેટમાં લૂંટફાટ કરી મન્દિરો તોડયાં અને ઓખામંડળના રાજા ભીમજી (સાંગણના પુત્ર)ને કેદ કરી અમદાવાદ મોકલી દેવામાં આવ્યો. ત્યાં એમ કહેવાય છે કે ભીમજીનો વધ કરવામાં આવ્યો અને તેના શરીરના કકડા વેરની વસુલાત વાસ્તે અમદાવાદના જુદા જુદા દરવાજે લટકાવવામાં આવ્યા હતા.

---

અકબર પાદશાહે નીમેલા ગુજરાતના સુબા મીરઝા અઝિઝ કોકાને અમદાવાદના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહને તાબે કરવા માટે

ઝહેમત ઉઠાવવી પડી હતી. અમદાવાદથી નાશી જઇ એ સુલતાને જુદે જુદે સ્થળેથી મદદ મેળવી કેટલેક ઠેકાણે મોગલ શહેનશાહતનો સામનો કર્યો હતો. તેમાં તેણે હાર ખાધી હતી અને તેથી તે ઠેકાણે ઠેકાણે સરદારોના આશ્રય તળે છૂપાતો ફરતો હતો. ઇ. સ. ૧૫૯૨માં મીરઝા અઝિઝ કોકા કાઠીઆવાડમાં આવ્યો ત્યારે, તેને બાતમી મળી કે સુલતાન મુજફ્ફર ઓખામંડળના પ્રદેશમા અરાંભડા-બેટના રાજાને ત્યાં છૂપાયેલો છે. તે ઉપરથી તેણે નવરંગખાનને ઓખામંડલ મોકલ્યો. મોગલ લશ્કરે અરાંભડાને ઘેરો ઘાલ્યો. અરાંભડાના રાજા સવાજીએ શરણે આવેલા મુઝફ્ફરશાહનું ઉપરાણું લીધું; તે પોતે એ ધીંગાણામાં કામ આવ્યા; અને મુઝફ્ફરશાહ છાની રીતે કચ્છમાં જતો રહ્યો. કચ્છના રાજા ભારમલે પહેલાં તો મુઝફ્ફરશાહને આશરો આપ્યો પરન્તુ પાછળથી મોગલ લશ્કરી સરદારની બીકથી અને મોગલ તરફથી મોટી મેળવવાની લાલચથી મુઝફ્ફરશાહને મોગલ સરદાર અબદલ્લાખાનને સુપ્રત કરી દીધો. મુઝફ્ફરશાહને લઇને મોગલ સરદાર કચ્છથી ધ્રોલ માર્ગે અમદાવાદ જતો હતો રસ્તામાં ધ્રોલ પાસે સુલતાન મુઝફ્ફરે જીંદગીથી કંટાળી અસ્ત્રાવડે પોતાનું ગળું કાપી આપઘાત કર્યો હતો.

---

અરાંભડામાં આવેલાં મોગલ લશ્કરની છાવણી ધામો નાખી પડી હતી; મોગલ સરદારને હાથે મરાયેલા સવાજી રાણાનો દીકરો સાંગણજી સિન્ધમાં નાશી ગયો હતો. લગભગ સાત વરસ સુધી મોગલસત્તા અરાંભડામાં જામી હતી. દરમ્યાન દ્વારકાના વાઘેર સરદાર માણેક શામળાએ બીડું ઝડપ્યુ કે સાંગણજીને ગમે ત્યાંથી શોધી કાઢી ઓખામંડળમાથી મોગલોને હાંકી કાઢી સાંગણજીને અરાંભડાની ગાદીએ બેસાડવા. તે પ્રતિજ્ઞા પ્રમાણે પોતાના ભાઇ માલા માણેકને દ્વારકાનો પ્રદેશ સોંપી શામળો માણેક સિન્ધ ગયો.

ત્યાંથી સાંગણજીને તેડી આવ્યો અને આરંભડા આગળ વાઘેરો અને વાઢેરો એકત્ર થઇ મોગલ લશ્કર સાથે ખુનખાર યુદ્ધ લડ્યા. વાઘેર અને વાઢેરનું એકત્ર બળ વધી પડવાથી મોગલો આરંભડા છોડી નાશી ગયા. સાંગણજી ફરી આરંભડાની ગાદીએ બેઠો. પછી એ વંશના એક કુંવર વજેરાજને આરંભડાથી દૂર કરવા પોશીત્રા નામના ગામે મોકલી આપવામાં આવ્યા હતા. તેણે પોશીત્રાની ગાદી ચાલુ કરી.

---

જેમ આરંભડાના વાઢેર રજપૂતોના આરંભડા અને પોશીત્રા એ બે થાણા થયાં તેમ વાઘેર સરદારોએ દ્વારકા ઉપરાંત બીજી ગાદી વસઇ ગામે સ્થાપી હતી. વસઇ એટલું બધું આબાદ બન્યું હતું કે સંવત ૧૬૭૨માં જ્યારે અમદાવાદના સુબા કુતુબુદ્દીને જામનગર ઉપર આક્રમણ કર્યું અને જામ રાયસિંહજીને માર્યો ત્યારે એના બે પુત્રો તમાચી અને ફલજી જામનગરમાંથી નાશી ઓખામંડળમાં વસઇ ગામે માણેક વાઘેર સરદારને આશ્રય તળે નવ વરસ રહ્યા હતા. એ બનાવ કવિએ કવિતામાં ઉતાર્યો છે.

કુંવર રાયસિંગ જામરા, ઓખે વસીયા આય
વડો તમાચી વીરવડ, છોટો +ફલજી તાય.

વસઇ ગામ નિવાસ કર, રહિયા દોનું ભ્રાત
વેળા ગુજારી કર વહાં, ચિત્ત ધર લેયણ ઘાત.

એ રીતે ઇ. સ. અઢારમાં સૈકામાં ઓખામંડળમાં ચાર

---

+ આ નાના કુમાર ફલજીથી જામનગરનો હાલનો રાજવંશ ઉતરી આવ્યો છે.

-સત્તાધીશો વસતા હતા. અરાંભડામાં અને પોશીત્રામાં વાઢેર રજપૂતો તથા દ્વારકા ( અમરાપુર ) અને વસઇમાં વાઘેર સરદારો હતા.

---

ઇ. સ. ૧૮૦૩-અને ૧૮૦૪ માં વાઘેરાની ચાંચીઆગીરી બહુ જોરે ચડી હતી. એક વાર અંગ્રેજ કમ્પની સરકારનું વહાણ-દ્વારકા પાસેથી પસાર થતું વહાણ વાઘેરાએ પકડયું અને તેમાંના ઉતારૂઓને લૂંટયા. તથા અનેક રીતે હેરાન કર્યાં, એ ઉતારૂઓમાં એક અંગ્રેજ બાનુ હતી. આ ખબર મુમ્બઇ પહોંચ્યા કે તરત જ મુમ્બઇથી એક લશ્કરી વહાણ દ્વારકાના વાઘેરાને ઠેકાણે લાવવા મોકલવામાં આવ્યું. પણ ઓખામંડળના તોફાની દરિયાને લીધે તથા ખડકો અને ભૂશિરોથી ભરેલા જોખમી કિનારાને લીધે એ વહાણનો કૅપ્ટન બહુ ફાવ્યો નહિ અને વીલે મોંઢે પાછો ફર્યો.

---

પછી ઇ. સ. ૧૮૦૭ માં વડોદરાના રેસીડન્ટ કર્નલ વૉકર કાઠીઆવાડમાં વડોદરાના વિઠ્ઠલરાવ દીવાનજી સાથે ફરતા હતા, તેમને વાઘેરા પાસેથી નુકશાની મેળવવા દ્વારકા મોકલવામાં આવ્યા. તેણે વાઢેર અને વાઘેર સરદારોને બોલાવી એક લાખ અને દશ હજાર રૂપીઆની નુકસાની માગી. સરદારોએ વૉકર સાહેબની સત્તાની વાતો સાંભળી હતી એટલે આનાકાની વગર માગણી સ્વીકારી લીધી. ઈ. સ. ૧૮૧૦ સુધી સુધી વાઘેરાએ એ દંડ ભર્યો નહિ. અને પોતાની લૂટફાટની પ્રવૃત્તિ ચાલુ રાખી. ઇ. સ. ૧૮૧૦ માં કૅપ્ટન કાર્નાક વડોદરાથી દ્વારકા લશ્કર મોકલ્યું અને તેની સાથે ગાયકવાડનું ઘોડે સ્વારનુ લશ્કર મોકલવામા આવ્યુ; તેથી વાઘેરા શાન્ત થયા; પણ તેમની પાસેથી દંડ વસુલ ન થઇ શકયો. ઈ. સ. ૧૮૧૩ માં અમરેલી રેસીડંડ બેલનટાઇને ચાલીસ હજાર રૂપીઆ જેટલો દંડ વસુલ કર્યો. વાઘેરા દિવસે દિવસે વધારે

રંજાડ કરવા લાગ્યા એટલે ઇ. સ. ૧૮૧૬ માં મુંબઈ સરકારે કૅપ્ટન ઇસ્ટને લશ્કર સાથે દ્વારકા મોકલ્યો. તેણે બેટ, દ્વારકા, વસઇ, અરાંભડા વગેરે સર કર્યાં અને વાઘેર અને વાઢેર આધીન થયા. તે વખતે અંગ્રેજ કમ્પની સરકારના મિત્રોમાં વડોદરાના ગાયકવાડ અને હૈદ્રાબાદના નિઝામની ગણતરી હતી. દ્વારકા હિન્દુનું યાત્રાનું ધામ હોવાથી તેનું રક્ષણ હિન્દુ રાજ્ય કરી શકે એમ સમજી ઓખામંડળ પ્રદેશ વડોદરાના ગાયકવાડ સરકારને સોંપવામાં આવ્યો. ત્યારથી દ્વારકામાં વડોદરા સરકારના અમલદાર રહેવા લાગ્યા અને વાઘેરો તથા વાઢેર સરદારોને વર્ષાસન બાંધી આપવામાં આવ્યાં. ( ઇ. સ. ૧૮૧૭ ).

---

આવી વ્યવસ્થા લગભગ ચાલીસ વરસ ચાલી; એટલામાં હિન્દુસ્તાનમાં અંગ્રેજ સત્તામાંથી મુક્ત થવા માટે ઇ. સ. ૧૮૫૭માં મોટું બંડ ઊઠાવવામાં આવ્યું હતું. તેના ખબર વાઘેર સરદારોને ધીરે ધીરે દ્વારકા પહોંચ્યા. વળી ગાયકવાડ સરકારના અમલદારો વાઘેર સરદારોને વર્ષાસન ચુકવવામાં કેટલીક અડચણો નાખતા હતા—તેથી વાઘેરો બહુ કંટાળ્યા હતા—તેથી વાઘેર સરદારોએ છાનું કાવતરું રચી ઈ. સ. ૧૮૫૯–૬૦ માં બંડ ઉઠાવ્યું; તેમણે દ્વારકાના વહિવટદારના મકાન ઉપર ઘેરો ઘાલ્યો. વહિવટદાર છુપા વેશે નાશીને વડોદરા પહોંચ્યા.

વડોદરાથી અંગ્રેજ સત્તાની મદદ માગવામાં આવી અને વાઘેરોને ઠેકાણે લાવવા રાજકોટથી કમ્પની સરકારનું લશ્કર ઓખામંડળને નાકે ગુરગઢ અને નન્દાણા ગામ વચ્ચે આવી પહોંચ્યું; તેને મદદ કરવા અમદાવાદથી છ સાત તોપો સાથે બીજું લશ્કર મોકલવામાં આવ્યું અને મુંબઇથી દરિયા વાટે

નૌકા સૈન્ય તેમ જ પાયદળ લશ્કર મોકલવામાં આવ્યું. મુમ્બઈના લશ્કરના ઉપરી કર્નલ ડૉનાવન હતા, તેણે રાજકોટ લશ્કરના ઉપરી કર્નલ સ્કૉબીના વડપણ હેઠળ કામ કરવાનું હતું. પરન્તુ દરિયાઈ લશ્કર બેટ શંખોદ્ધારની ખાડીમાં દાખલ થયું ત્યાં સુધી રાજકોટનું લશ્કર જમીન માર્ગે સામે કિનારે આવી ન પહોંચ્યું; એટલે કર્નલ ડૉનાવનની ધીરજ રહી શકી નહિ. તેથી ઈ. સ. ૧૯૫૮ ના ઑકટોબરની ૪થી તારીખે ( આસુ શુદ ૮ ) બેટના કિલ્લા ઉપર ૯૫૦ વાર દૂર રાખેલી નૌકાઓમાંથી તોપનો મારો શરૂ કરવામાં આવ્યો. વાઘેરો કિલ્લામાંથી તોપનો મારો કરવા લાગ્યા. બેટે કદિ ન જોયેલા યુદ્ધના કપરા દિવસો જોયા. વાઘેરો જો બીનશરતે શરણે આવે તો જ બેટનો નાશ થતો અટકે એમ અંગ્રેજ સરદારે બેટના મહાજનના આગેવાન ભાટીઆ ગૃહસ્થ જેરામ આંદુને કહ્યું. વાઘેરો રાંડીરાંડના દીકરા નહોતા કે બીનશરતી માફી માગે. તેથી વીષ્ટી નિષ્ફળ નીવડી. બીજે દિવસે સવારે અંગ્રેજ લશ્કર વહાણ ઉપરથી કિનારે ઉતારવામાં આવ્યું જેવું લશ્કર કિલ્લા તરફ કુચ કરવા લાગ્યું કે તરત જ તેણે પીસ્તોલ અને તોપના ભડાકા શરૂ કર્યા, લશ્કર બેટના ભડવીર કીલ્લાની ભીંત આગળ પહોંચ્યું એટલે કિલ્લા ઉપર ગોઠવાઇ ગયેલા ચુનંદા વાઘેર ગોલીબાજોએ મારો શરૂ કર્યો; અને તોપનો મારો પણ શરૂ થયો. અંગ્રેજ લશ્કરનું સોથાણ વળી ગયું. લશ્કરી સરદાર કૅપ્ટન મૅકકૅમાર્ક, ઝંડાધારી વીલાઉભા, કૅપ્ટન ગ્લાસપૂલ, લેફટેનન્ટ ગ્રાન્ટ વગેરે નામીચા લડવૈયાની છેલ્લી પથારી બેટની પવિત્ર ભૂમિ ઉપર થઇ.

એ વિજયાદશમીને દહાડે બેટના ગઢની રાંગ ઉપરથી વાઘેરાએ જેસા વિજયના ડંકા વગાડયા. એ ડંકાના નાદથી અંગ્રેજ સરદારોના

લોહીમાં વેરનું ઝેર વ્યાપ્યું. વાઘેરાએ કર્નલ ડૉનાવનની આબરૂ કોડીની કરી નાંખી તે એમનાથી સહન કેમ થઇ શકે ? વાઘેરનો સરદાર દેવો છબાણી આ યુદ્ધમાં મરાયો હતો. તો પણ બાકીના વાઘેરોને કેદ કરી મુમ્બઇ મોકલી આપી પોતાની પ્રતિષ્ઠા જમાવવાની ઇચ્છા કર્નલ ડૉનાવને રાખી. પણ બીજે દિવસે બેટ ઉપર વેર લેવાના હુકમ અપાયા ત્યાર પહેલાં તો છૂપા જાસુસોએ અંગ્રેજ સરદારને ખબર આપ્યા કે કાબા સોઢો બેટ છોડી સામે કાંઠે નાસી ગયા છે. છતાં અંગ્રેજનો નાક રાખવા કર્નલ ડૉનાવને બેટના કિલ્લાને અને મન્દિરોને સુરંગથી જમીનદોસ્ત કરવાનો હુકમ લશ્કરી ઇજનેર કૅપ્ટન નેરમીથને આપ્યો. પછી તો બેટના ભૂકા થયા. વસ્તીને ખૂબ રંજાડવામાં આવી. દેવસ્થાનના ટાંકામાં જે જવાહીર ઉતારવામાં આવ્યું હતું તે સુરંગ ફૂટવાથી છતું થયું. એ બધું ઝવેરાત મુમ્બઇ પહોંચાડવામાં આવ્યું ત્યાંથી બે વરસે એ ઝવેરાત કંપની સરકારે દેવદ્રવ્ય માની બેટમાં પાછું મોકલ્યાનો દાખલો ઇતિહાસને ચોપડે છે.

બેટથી અંગ્રેજ લશ્કર દ્વારકા ગયું; કર્નલ ડૉનાવન, કર્નલ સ્કૉબી, અને કૅપ્ટન હૉલ–એ ત્રણ સરદારોએ દ્વારકાને ઘેરો ઘાલ્યો. ઑક્ટોબરની ૨૮ મી તારિખે દ્વારકા ઉપર તોપનો મારો ચલાવવામાં આવ્યો. વાઘેરો એ હુમલા વચ્ચે થઇને ઝંડાધારી હન્ટરને સ્વધામ પહોંચાડતાં દ્વારકામાંથી બહાર નીકળી ગયા અને બરડાના ડુંગરોમાં વાઘેરાએ આશરો લીધો. આ તોપના મારાથી જગત મન્દિરનો એક સ્તમ્ભ અંગ્રેજોની તોપથી તૂટ્યો. પછી અંગ્રેજ સેનાપતિ ગભરાયો અને મુમ્બઇ સધાવ્યો.

ઇ. સ. ૧૮૬૦માં એમ ઠરાવવામાં આવ્યું કે વાઘેરો ફરી ફરી

ખંડ ન ઉઠાવે માટે દ્વારકામાં અંગ્રેજ ઍસિસ્ટંટ રેસીડન્ટની કચેરી સ્થાપવી. વાઘેર, અને રજપુત વસ્તી ઉપરની હુકમત આ અંગ્રેજ અમલદાર ચલાવે, અને ઇતર વસ્તી ઉપરની હુકમત વડોદરા રાજ્યના વહિવટદાર ચલાવે.

જે વાઘેર સરદારો બરડાના ડુંગરમાં નાશી ગયા હતા—તેમણે ઓખાના અંગ્રેજ મદદનીશ રેસીડન્ટને સુખે જંપ વળવા દીધો નહોતો. એ અમલદારની સત્તા નીચે "ઓખા બટાલીયન" નામથી મોટું લશ્કર રાખવામાં આવ્યું હતું. તેની મદદથી વાઘેરોને દાબમાં રાખવામાં આવ્યા હતા.

દ્વારકામાંથી નાશી ગયેલા જોધા માણેક અને મૂળુ માણેક બહુ બહાદુર હતા. તેમણે ઓખાની ગાદી મેળવવા બહુ તરફડીઆ માર્યાં. તેમને કેદ પકડવા અંગ્રેજ સરકારે બેહદ મહેનત કરી પરન્તુ એ ભડવીર આધીન થયા નહિ. એ બે જણ જ્યાં સુધી હૈયાત રહ્યા ત્યાં સુધી ઇ. સ. ૧૮૬૦ થી ૧૮૬૮ સુધી કાઠીઆવાડમાં ખૂબ જ અશાંતિ રહી હતી. દ્વારકાથી કોડીનાર સુધી અને જામનગરથી સરધાર સુધી અને બરડાના ડુંગરથી છેક અમરેલીના પાદર સુધી જોધા માણેકની અને મૂળુ માણેકની ધાક ફેલાઇ હતી. એમને કબજે કરવા ઘણા અંગ્રેજ અમલદારોએ ફીફાં ખાંડયાં હતાં. જોધા માણેકે ગિરનારના ડુંગરમાં પ્રાણ તજ્યા અને મૂળુમાણેકે હાલારમાં માછરડાની ધાર ઉપર હેબર્ટ અને લાટુશ નામના અંગ્રેજ સરદાર પર પોતાની શૂરવીરતાનો છેલ્લો ઘા કરી, ઇ. સ. ૧૮૬૮ માં છેલ્લી સોડ તાણી.

અંગ્રેજ લશ્કરને અને ગાયકવાડની ફોજને એ પછી શાંતિ

મળી. ઓખામંડળના વાઘેરોને મોટી નિરાશા થઈ. એ નિરાશાના પડઘો ગામડીઆ કવિએ દુહામાં પાડયો.

નારી નત રંડાય નરને રંડાપો હોય નહિ,
(પણ) ઓખો રંડાણો આજ મરતાં માણુક મૂળવો.

ઓખામંડળ દેશ રૂપી નર મૂળુમાણેકના મૃત્યુથી – ધણીનાં મૃત્યુથી રંડાયેલી સ્ત્રીના દુઃખ જેવું દુઃખ ભોગવી રહ્યો છે.

મૂળુ માણેકના ગયા પછી ઓખામંડળમાં બે અંગ્રેજ ઓખા બટાલીઅન – લશ્કરના કમાંડિંગ ઑફિસર અને એડ્જ્યુટન્ટ ઑફિસર તરીકે કાયમ રહેતા હતા. વાઘેરની વસ્તી દ્વારકા શહેરમાં બહુ જુજ છે; મોટી વસ્તી ગામડાંમાં જ છે. ગામડાંના વાઘેરોને શીસ્તમાં રાખવા સારૂ અને તેમની લડાયક વૃત્તિ નબળી પાડવા સારૂ આ અમલદારોએ અનેક પ્રકારના અખતરા કર્યાનું ઇતિહાસમાં જણાયું છે. ગામડે ગામડે ગામડે લશ્કરી થાણા રાખવામાં આવ્યાં હતાં. એ થાણા ઉપર વાઘેર પુરુષે રાતે બે વાર હાજરી પૂરાવવી પડતી હતી. બલોચ લોકોનું, પઠાણ લોકોનું અને પરદેશી બેયાનું લશ્કર વાઘેર કોમ ઉપર છાપ પાડવા ખાસ રોકવામાં આવ્યું હતું. વાઘેરની નાની સરખી ભૂલ તરતજ શિક્ષાને પાત્ર ઠરતી હતી. અંગ્રેજને વાઘેર લોક ટોપીવાળા–ટોપીઆરા–સાહેબ કહેતા હતા. ટોપીવાળાની ધાક વાઘેરોમાં સારી રીતે બેસી ગઈ હતી. કેટલાક ગામોની આસપાસ આમલી બાવળ, ગુગળ, ઇંગોટી, ગીતી–વગેરેના ઝાડો એટલાં બધાં હતાં કે તે ઝાડની બીચ ઝાડીમાં ભરાઈ ગયેલો વાઘેર તેની પુઠ પકડનાર સીપાઈના હાથમાં આવે જ નહિ. તેથી ઓખામંડળની ઝાડી અંગ્રેજ રેસીડન્ટે કપાવી નાંખી; અને એ

પ્રદેશને સાફ મેદાન જેવો બનાવી મૂકયો હતો. જૂની કહેતી હજુ ચાલુ છે કે—

ઓખે ઝાઝી આમલી
બરડે ઝાઝાં બોર
રૂપરામ ભગત એમ કેય છે
ખાતર પાડે ઇ ચોર,

ઉટકંટો ને આમલી,
ઓખે મેવો એહ
એક નહોત જો નાથજી
તો જંગલ જેવો દેશ.

ઓખામંડળનાં અંદરેથી હજારો મણ આમલી પરદેશ જતી હતી. આજે ઓખામંડળમા આમલીનું એક ઝાડ શોધ્યું મળતું નથી. અંગ્રેજ અમલદારની એ નીતિનું પરિણામ એ આવ્યું કે ઓખામંડળમાં વરસાદ આવતો બન્ધ થયો છે.

અંગ્રેજ અમલદારનું અને તેના લશ્કરનું બધું ખર્ચ ગાયકવાડ સરકારને શોષવું પડતું હતું. તેથી ઓખામંડળ પ્રદેશ વડોદરા રાજ્યને ઘરજમાઈ જેવો બની રહ્યો હતો; કારણ કે તે દેશની પેદાશ ઓછી અને ખર્ચ વધુ. પરન્તુ હિન્દુસ્તાનના પવિત્ર ધામ દ્વારકાને ખાતર ગાયકવાડ સરકાર એ ખર્ચ નભાવી લેતા હતા. છેવટે ઇ. સ. ૧૯૨૦ માં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની સુધરેલી રાજનીતિને લીધે બ્રિટિશ સરકારે દ્વારકામાંથી અંગ્રેજ થાણું ઉપાડી લેવાનું દુરસ્ત ધાર્યું અને વાઘેર લોકો ઉપરની સત્તા પણ વડોદરા સરકારને સોંપવામાં આવી. એ સોંપણી વખતે દ્વારકામાં ૧૯૨૦ ના

મે માસની ત્રીજી તારિખે ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. ગામડે ગામડેથી વાઘેરોને દરબારમાં બોલાવ્યા હતા. બ્રિટિશ પ્રતિનિધિ વડોદરાના રેસિડન્ટે સુન્દર ભાષણ કરી વાઘેરોને વડોદરા સરકારને સોંપ્યા હતા; અને વડોદરા સરકારના પ્રતિનિધિ સર મનુભાઈ મહેતા-દીવાન સાહેબે સરસ બોધદાયક ભાષણ આપી વાઘેરોને-અન્ય સ્થળે જતાં રહેલાં છોકરાં ઘેર પાછાં ફરે ત્યારે જેમ મા તેમને ખોળામાં લે તેમ-રાજ્યના ખોળામાં લીધા હતા. ઓખામંડલના વાઘેરોને સંભાળવામાં ભૂલ થવા ન પામે એ દૃષ્ટિથી એ વખતે વડોદરા સરકારે કર્નલ શિવરાજસિંહ જેવા કાર્યદક્ષ અને કુનેહબાજ અમલદારને સુબાના અધિકાર આપી ઓખામંડળના પહેલાં કમિશનર તરીકે નીમ્યા હતા.

ત્યાર પછીનો ઓખામંડળનો ઔદ્યોગિક વિકાસ ઇતિહાસમાં નોંધવા જેવો બન્યો. દ્વારકાનું સીમેન્ટનું ભવ્ય કારખાનું કરોડો રૂપીઆને ખર્ચે ઊભું થયું; અને ૧૯૨૨ માં દ્વારકા જામનગર રેલ્વે શરૂ થઇ; કરોડો રૂપીઆ વડોદરા રાજ્યે ઓખાપોર્ટ ઉપર બાંધકામમા ખર્ચ્યા. મીઠાપુર ગામે મીઠાંનું મોટું કારખાનુ ઊભું થયું. એ કારખાનાએ આજે " તાતા કેમિકલ્સ "નું નામ ધારણ કર્યું છે અને હિન્દમાં જ નહિં પણ સમસ્ત એશિયામાં મોટું બનીને એ રસાયણિક પદાર્થો બનાવનાર કારખાનું અજોડ થઇને ઊભું છે.

વાઘેરોને ઉદ્યોગપ્રિય બનાવવા રાજ્યે ખૂબ પ્રયત્ન કર્યો છે. વાઘેરના છોકરાને સારી તાલીમ આપવા " વાઘેર બોર્ડીંગ હાઉસ " વડોદરા રાજ્ય દ્વારકામા ચલાવે છે; અને હાલના છોકરાના બાપ-દાદાને શિક્ષા આપવા ખાતર અંગ્રેજ અમલદારે જે ભવ્ય તુરંગનું

મકાન ઊભું કરાવ્યું હતું તે જ મકાનમાં આજે વાઘેરના બાળકોનું વસતિગૃહ બેસે છે. તોફાની વાઘેર માટે બાંધવામાં આવેલા તુરંગના મકાનનો ઉપયોગ આજે વાઘેરના છોકરાની શાળા તરીકે થાય છે. તે વડોદરા રાજ્યની પ્રગતિકારક રાજનીતિ સૂચવે છે.

દરેક વાઘેર પુરુષને વડોદરા સરકાર એક સાંતીની જમીન — એટલે ૪.૮ વીઘા — માત્ર વરસે એક રૂપીઆની સલામીના દરથી ખેડવા આપે છે. એક સાંતી કરતા વધારે જમીન જો વાઘેરને ખેડવી હોય તો તે રીતસર મહેસૂલના દરથી અપાય છે.

## દ્વારકાને લગતી કેટલીક જાણવા જેવી ઐતિહાસિક સાલવારી

ઇ. સ. ૨૦૦ (૧૨૨+૭૮) રૂદ્રદામન નામના ક્ષત્રપ રાજાના સમયનો શિલાલેખ મૂળવાસર ગામ પાસે બ્રાહ્મી (દેવનાગરી) લિપિમાં કોતરાયો. વૈશાખ વદ પાંચમના રોજ વાણિજકના પુત્રે મિત્ર માટે પ્રાણ અર્પ્યાની હકીકત તેમાં છે.

ઇ. સ. ૫૭૪ પાલીતાણાના રાજા વરાહદાસ બીજાએ દ્વારકાના રાજાનો પરાજય કર્યાનો શિલાલેખ (ભાવનગર ઇન્સ્ક્રીપશન્સ)

ઇ. સ. ૭૩૮ સંવત ૭૯૪ મા દેનિકા (ધીણુકી) ગામનું દાન પત્રનું તામ્રપત્ર લખાયું. તે વૉટસન મ્યુઝિયમમાં છે. કેટલાક લોકો તે બનાવટી તામ્રપત્ર માને છે. (રાજકોટ)

ઈ. સ. ૯૮૦ મૂળરાજ સોલંકીના પિતા કે કાકા બીજ દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા.

ઈ. સ. ૧૦૩૬ થી ૧૦૫૦ શ્રી રામાનુજાચાર્ય દ્વારકાની યાત્રાએ પધાર્યા.

ઈ. સ. ૧૨૩૬ થી ૧૨૪૦ શ્રી મધ્વાચાર્ય દ્વારકાની યાત્રાએ પધાર્યા.

ઈ. સ ૧૨૫૦ પછી ગુર્જર કવિ સોમેશ્વરે " ઉલ્લાઘરાઘવ " નામનું નાટક દ્વારકામાં શ્રીના મન્દિરમા ભજવ્યુ હતું – અને શ્રી દ્વારકાધીશને તે અર્પણ કર્યું હતું.

ઈ. સ. ૧૨૭૫ શ્રી જ્ઞાનદેવ વિઠ્ઠલપંતના પુત્ર – જ્ઞાનેશ્વરીના લેખક દ્વારકાની યાત્રાએ પધાર્યા.

ઈ. સ. ૧૩૭૭ શ્રી નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતા દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા.

ઈ. સ. ૧૪૦૦ ગુર્જર કવિએ ભીમનું લખેલું " પ્રબોધ પ્રકાશ " નાટક કવિએ શ્રી દ્વારકાનાથજીના મન્દિરમાં ભજવી શ્રીને અર્પણ કર્યું.

ઈ. સ. ૧૪૧૧ શ્રી રામાનન્દ સ્વામી પીપા ભક્ત સાથે દ્વારકા યાત્રાએ પધાર્યા.

ઈ સ. ૧૪૩૦ શ્રી નરસિંહ મહેતાનું દ્વારકામાં આગમન થયું.

ઈ. સ. ૧૪૭૧–૭૨ ગુજરાતનો સુલતાન મેહમુદ બેગડો લશ્કર સહિત દ્વારકા આવી જગત મન્દિર તોડી ગયો. બેટશંખોદ્ધારમાં મસ્જીદ બંધાવી. ભીમજી રાજાને અમદાવાદ લઇ જઇ તેનો શિરછેદ કર્યો.

ઇ. સ. ૧૪૯૧ સંવત ૧૫૪૭ માં બંગાળાના ગોવિન્દસ્વામી દ્વારકા યાત્રાએ આવ્યા ( જુઓ "ગોવિન્દસ્વામીના કડછા " નામનું બંગાલી પુસ્તક )

ઇ. સ. ૧૪૯૯ શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુ દ્વારકાની યાત્રાએ પહેલી વાર આવ્યા. બીજે વરસે બીજી વાર યાત્રાએ આવ્યા.

ઇ. સ. ૧૫૧૧ નડીઆ – નવદ્વીપ ( બંગાળ )ના ચૈતન્ય પ્રભુ દ્વારકાની યાત્રાએ આવ્યા.

ઇ. સ. ૧૫૨૯ શ્રી વલ્લભાચાર્ય ત્રીજી વાર દ્વારકાની યાત્રાએ પધાર્યા.

ઇ. સ. ૧૫૪૦ ઇસર બારોટે હરિરસ નામનો કાવ્યગ્રન્થ શ્રી દ્વારકાનાથને સંભળાવવા દ્વારકાની યાત્રા કરી.

ઇ. સ. ૧૫૫૭ સંવત ૧૬૧૩ કાર્તિક શુદ ૧૧ બુધવારે શ્રી વિઠ્ઠલનાથજી (ગોંસાઇજી) એ દ્વારકા પધારી ગુગલી બ્રાહ્મણ અને અબોટી બ્રાહ્મણ વચ્ચેના તીર્થની પેદાશની તકરારનું સમાધાન કરી બન્નેના હક્કની વહેંચણી કર્યાનું આજ્ઞાપત્ર તામ્રપત્ર સ્વદસ્તકતથી લખી આપ્યું. તેની એક નકલ બ્રહ્મકુંડ પર રહેતા ગુગલી બ્રાહ્મણ લક્ષ્મીદાસ તુલસીદાસ ઠાકરને ત્યાં અને બીજી પ્રત અબોટી મગીઆને ત્યાં મોજુદ છે. છબી માટે જુઓ " બુદ્ધિપ્રકાશ " પુસ્તક ૮૦ અંક ત્રીજો ૧૯૩૩.

ઇ. સ. ૧૫૬૦ જામ રાવલજી હળવદના માનસિંહજી અને મૂળીના સૈનાજી સાથે દ્વારકાની યાત્રાએ આવ્યા હતા.

ઇ. સ. ૧૫૬૯ ચિત્તોડના રાણા ઉદયસિંહ દ્વારકાની યાત્રાએ

આવ્યા. કહેવાય છે કે એમણે દ્વારકાનાં મન્દિરનું સમારકામ કરાવ્યું હતું.

ઇ. સ. ૧૫૭૧ શ્રી રઘુનાથજી મહારાજે બેટ મન્દિરની પેદાશમાં ગુગલી બ્રાહ્મણનો હિસ્સો નક્કી કરી આપ્યાનું તામ્રપત્ર લખી આપ્યું. સંવત ૧૬૨૭ વૈશાખ સુદ ૫ ને ગુરુવાર. તેના ઉપર ભંડારી ગોવિન્દરામજીની અને રાણાશ્રી સવાજીની સહી છે.

ઇ. સ. ૧૫૮૧ સંવત ૧૬૩૭ માં શ્રી વિઠ્ઠલનાથજી બીજીવાર દ્વારકાની યાત્રાએ આવ્યા.

ઇ. સ. ૧૫૯૨ ગુજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફરશાહ અકબર બાદશાહની કનડગતથી આરાંભડાના રાજાને શરણે આવી રહ્યો. તેને આશ્રય આપવા માટે મીરઝા અઝીઝ કોકાએ આરાંભડા પર ચડાઇ કરી. રાણા સવાજીએ મેમાનને સ્વાધીન ન કર્યો અને તે પોતે મરાયો.

ઇ. સ. ૧૬૬૪ જામ રાયસિંહના બે પુત્ર ફૂલજી અને તમાચી વાઘેર સરદારને આશરે વસઇ ગામમાં આવી વસ્યા.

ઇ. સ. ૧૭૩૦ સંવત ૧૭૮૬ ના વૈશાખ શુદ ત્રીજને ગુરુવારે દ્વારકામાં પ્રકાશાનન્દ શંકરાચાર્ય આવ્યા. ઠાકરને આમળ કરી વિષ્ણુયાગ યજ્ઞ કર્યો. વાઘેર રાજા માપ માણેકે બ્રાહ્મણોનો અર્ધો કર માફ કર્યો.

ઇ. સ. ૧૭૭૦ બેટ શંખોદ્ધારમાં દામાજીરાવ ગાયકવાડના આત્મકલ્યાણાર્થે કારભારી જીવાજી મરાઠાએ રણછોડસર તળાવ બંધાવ્યું. (શિલાલેખ બેટ પુસ્તકાલયમાં છે.)

ઇ. સ. ૧૭૬૬ જસાજી જામના કારભારી મેરામણ ખવાસને અમરજી દીવાને મદદ આપી પોશીત્રા ગામ કબજે કર્યું.

ઇ. સ. ૧૮૦૩ સંવત ૧૮૫૯ ફાગણ વદ ૧૧ ને રવિવારે બેટ મુકામે અંગ્રેજ સાથેના ઝઘડામાં બેટના રાજા શ્રી નારાણજી અને તેના ભાઈ મરાયા. ( બેટમાં શંખનારાયણ મન્દિર સામે વાડામાં ખાંભીઓ મોજુદ છે. )

ઇ. સ. ૧૮૧૭ વાઘેર અને વાઢેર સરદારો પાસેથી ઓખામંડલ કમ્પની સરકાર પાસે ગયેલું. કમ્પની સરકારે વાઘેર ઉપર નીકળતું લેણું ગાયકવાડ સરકાર પાસેથી વસુલ કરી ઓખામંડળ પ્રદેશ ગાયકવાડ સરકારને સોંપ્યો. વાઘેરોને વર્ષાસન બાંધી આપવામાં આવ્યાં. તારિખ ૬–૧૧–૧૮૧૭

ઇ. સ. ૧૮૨૦ કર્નલ સ્ટૅનહોપ સિન્ધથી બળવાખોર વાઘેરોને શાંત કરવા ઓખામંડળમાં આવ્યો: તેની સાથે કૅપ્ટન મૅરીએટ હતો તે દ્વારકામાં મરાયો.

ઇ. સ. ૧૮૨૩ રાજસ્થાનનો ઇતિહાસ લખનાર કર્નલ ટૅાડ ઓખામંડળના પ્રવાસે આવ્યો હતો. "Travels in Western India"—નામનું પુસ્તક માહિતીથી ભરપૂર છે.

ઇ. સ. ૧૮૪૭ રણમલ જામ બેટ દ્વારકાની યાત્રાએ આવ્યા. બેટમાં શ્રી દ્વારકાનાથના કમાડ સાત મણ સોનાથી મઢાવ્યાં. દ્વારકામાં જામપુરા મકાનનો પાયો નાંખ્યો. જગતમન્દિર સુધરાવ્યું.

ઇ. સ. ૧૮૫૯ નવેમ્બર ચોથી તારિખ—આશુ શુદ સાતમ આઠમથી બેટ ઉપર અંગ્રેજના વહાણો, બરછા હલ્લો કરવા આવ્યાં; બેટનો કિલ્લો તૂટયો. મન્દિરો સુરંગથી ઉડી ગયાં. દેવા છબાણી વાઘેર સરદાર મરાયો.

ઇ. સ. ૧૮૫૯ આશુ વદ ૯ થી દીવાળી સુધી દ્વારકા ઉપર અંગ્રેજનો ઘેરો રહ્યો. તોપનો મારો ચાલ્યો. જગત-મન્દિરનો એક સ્તંભ તૂટયો. વાઘેરો નાશી છૂટયા.

ઇ. સ. ૧૮૫૯ વાઘેર સરદાર જોધા માણેક કોડીનારની લૂંટ પછી ગીરના ડુંગરામાં મરાયો.

ઇ. સ. ૧૮૬૧ દ્વારકામાં વાઘેર બટાલીઅન સ્થપાઇ. પણ વ્યવસ્થિત ન ચાલી. રેસીડન્સીની સ્થાપના એ વર્ષે થઇ હતી.

ઇ. સ. ૧૮૬૭ દેવો માણેક માચરડાના ડુંગર પર મરાયો.

ઇ. સ ૧૮૬૯ મૂળુ માણેક રામપુર પાસે ડુંગરમાં મરાયો.

ઇ. સ. ૧૮૮૦ શેઠ ઠાકરસી મૂળજીએ ઓખામંડળમાં મોટી સખાવત કરી.

ઇ. સ. ૧૮૮૦ પંડિત વલ્લભજી હરિદત્ત આચાર્ય પુરાતત્ત્વની શોધખોળ માટે દ્વારકા પધાર્યા. (જુન માસમાં)

-ઇ. સ. ૧૯૦૩ દ્વારકાના રાજ્યકર્તા શ્રી. સયાજીરાવ ગાયકવાડ દ્વારકામાં પહેલીવાર પધાર્યા. જગતમન્દિર ઉપર સુવર્ણનો કળશ ચડાવ્યો. દી. બા. સમર્થ સાથે હતા. ઓખા બન્દર સ્થાપવાનો વિચાર તે વખતે થયો.

-ઇ. સ. ૧૯૨૦ મે માસમાં ત્રીજી તારિખે ઓખામંડળના વાઘેર ઉપરની બધી હકુમત વડોદરા સરકારને સોંપવામાં

આવી. આસિસ્ટંટ રેસીડન્ટની કચેરી દ્વારકામાં ખસેડી લેવામાં આવી તેને સ્થાને ઓખામંડળ પહેલા કમિશનર તરીકે કર્નલ શિવરાજસિંહ નિમણુંક થયા. અને તેના એજ્યુકેશન ઑસિસ્ટ તરીકે શ્રી. કલ્યાણરાય જોષીને નીમવામાં આવ્ય

ઈ. સ. ૧૯૨૧ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ દ્વારકામાં બીજી વ પધાર્યા. શારદા મન્દિર નવું બન્ધાવવા ફ઼ અપાયો સીમેન્ટ કારખાનું દ્વારકામાં શરૂ થયું.

ઈ. સ. ૧૯૨૨ જામનગરથી દ્વારકા સુધીનો રેલ્વે માર્ગ ખુલ્લો મૂકાયે

ઈ. સ. ૧૯૨૬ શ્રીમન્ત સયાજીરાવ ત્રીજી વાર દ્વારકા પધાય શારદામન્દિર ખુલ્લુ મૂકાયું; ઓખાપોર્ટ ઉ " સયાજી પીઅર " ખુલ્લો મૂકાયો. માહે ફેબ્રુઆ તારિખ ૧૦ અને ૧૧.

ઈ. સ. ૧૯૩૧ શ્રીમન્ત સયાજીરાવ ચોથી વાર દ્વારકાની મુલાકા પધાર્યા.

ઈ. સ. ૧૯૪૪ એપ્રિલની પહેલી તારિખથી ગોમતીસ્નાનનો અ ભેટ દર્શનનો કર વડોદરા રાજ્યે કાઢી નાંખ્યો.



પ્રકરણ ૧૦ મું

## સંસ્કારી દ્વારકા

ઘણા એમ માનતા હશે કે દ્વારકામાં તો કેવળ કાંટા લોક વાઘેર–અનાડી માણસો વસતા હશે. કેટલાક એમ પણ માનતા હશે કે દ્વારકામાં ધૂર્ત બ્રાહ્મણો અને બાવા વેરાગી વસતા હશે. પરન્તુ કૈ. શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડની રાજનીતિના ઓપ લાગ્યા પછી દ્વારકાને ગુજરાતના એક સંસ્કારી શહેરની હરોળમાં મૂકી શકાય તેટલી સંસ્કારીતા એ શહેરની વસ્તીએ પ્રાપ્ત કરી છે.

ઈ. સ. ૧૯૪૧ ના વસ્તી ગણતરી વખતે સાંપેલા નીચે મૂકેલા કેટલાક આંકડા સાચા તર્ક માટે ઉપયોગી નીવડે તેવા છે.

### દ્વારકાના આંકડા

વસતિવાળાં ઘર ૨૪૫૬ – ઘરદીઠ માણસની સંખ્યા ૪·૬

કુલ વસ્તી ૧૦૬૪૧

પુરુષોની વસતિ ૫૫૨૭ સ્ત્રીઓની વસ્તી ૫૧૧૪

દર સો પુરુષે સ્ત્રીઓની સંખ્યા ૯૩

ભણેલા પુરુષો ૨૫૰૯ ભણેલ સ્ત્રીઓ ૯૧૯

ભણેલ પુરુષોની સેંકડે ટકાવારી ૪૫·૫ ભણેલ સ્ત્રીઓની સેંકડે ટકાવારી ૧૮

કુલ વસતિ ઉપર ભણેલની સેંકડે ટકાવારી ૩૨·૩

દ્વારકામાં સેંકડે ૩૨.૩ માણસો ભણેલા છે; ગુજરાતમાં (બ્રિટિશ) સેંકડે ૧૩.૬; અને મુમ્બઇ શહેરમાં સેંકડે ૨૪ માણસો ભણેલા હોય છે. દ્વારકામાં સેંકડે ૧૮ સ્ત્રીઓ ભણેલી છે; બ્રિટિશ ગુજરાતમાં ૩.૯ અને મુમ્બઇ શહેરમાં ૧૫.૪ સ્ત્રીઓ ભણેલી છે.

આનું કારણ એજ છે કે દ્વારકામાં વડોદરા સરકારનું પ્રગતિશાળી રાજ્ય છે, દ્વારકામાં ખેતી માત્ર નામની જ છે એટલે ખેડુતવર્ગની વસ્તી નહિ જેવી છે. વસ્તીનો મોટો ભાગ મધ્યમ-વર્ગનો હોય છે.

આ શહેરમાં બે કે ત્રણ માળની હવેલીઓ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે; શહેર બહાર નાના નાના બંગલા ઘાટે મકાનો પણ બંધાયેલાં છે. બજાર બહુ રમણીય નથી, પરન્તુ જે છે તે સંસ્કારી પ્રજાના ઉપયોગી બધી વસ્તુઓ વેંચે છે. સુન્દર શાકમારકેટ છોકરાની શાળા, કન્યાશાળા, બાલમન્દિર, દવાખાનું, રૂગ્ણાલય, સુવાવડ ખાનું, હાઇસ્કૂલ, સાર્વજનિક પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય, બાલ પુસ્તકાલય, સરકારી મેમાનઘર, વેધશાળા, ( હવામાન આપવાનું સ્થળ ) પોસ્ટ ઑફિસ, તાર ઑફિસ, વડોદરા બૅન્ક, મહાજનની વાડી, બ્રાહ્મણોની વાડી, ગૌશાળા, ઢોરનું દવાખાનું, લોહાણા બોર્ડીંગ હાઉસ, ઇસ્લામ બોર્ડીંગ હાઉસ, ગુગલી બ્રાહ્મણ અભ્યાસગૃહ, વાઘેર બોર્ડીંગ હાઉસ, વેદાંત શ્રવણ વર્ગ, ભજન મંડળીઓ, સંસ્કૃત વેદશાળા, જેવી સંસ્કારના ધામ જેવી ગણાતી સંસ્થાઓ દ્વારકામાં છે.

## દ્વારકામાં જોવા લાયક સ્થળો

જગત-મન્દિર જોવા જેવું છે; અને તે વિષે અન્ય સ્થળે લખવામાં આવ્યું છે, દ્વારકાનો દરિયો ખરેખર જોવા જેવો છે.

દરિયા કાંઠે સવાર સાંજ છીપલાં વીણવા એ નાના મોટા સર્વ માટે મનગમતી મોજ બની રહે છે.

સમુદ્રને કાંઠે જગતબિન્દુ ભૂશિરની ભેખડ ઉપર ભવ્ય ચોકીદાર જેવી, સમુદ્રના કોઇ ફીરસ્તા જેવી ધોળી દીવાદાંડી સૌનું ધ્યાન ખેંચે છે. આખી રાત એ દાંડીના શિખર ઉપર ગોળ ચક્કર ફરતો દીવો પ્રકાશનાં ઝબકારા દિશાઓમાં ફેંકયા કરે છે. એ ઝબકારા સમુદ્રમાં લગભગ વીસથી પચ્ચીસ માઇલ સુધી દેખાય છે. હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારે આ દીવાદાંડી નૌકાવ્યવહાર માટે બહુ અગત્યની ગણાય છે.

## ભડકેશ્વર

દ્વારકાના દરિયાનો રેતાળ કાંઠો – Beach – જેમ આકર્ષક છે તેમ મજબૂત પત્થરોની ભેખડથી અંતરાયેલો કિનારો પણ મોહક છે. દ્વારકામાં ભડકેશ્વરના મેદાનના નામથી ઓળખાતી જગા પર આપણે જઇ ઊભીએ છીએ ત્યારે આપણી કલ્પના દૃષ્ટિ અને સ્થૂલ દૃષ્ટિ તદન મુક્ત થઇ જાય છે. ત્યાં સમુદ્ર કાંઠે ફરવા જેવો સુન્દર રસ્તો બાંધવામાં આવ્યો છે. સવાર સાંજ સંસ્કારી લોકો અહિ ફરવા આવે છે. એ રસ્તા ઉપર ગ્રીષ્મનિવાસ માટે મોરબીરાજ્યે સુન્દર બંગલો બાંધ્યો છે; બાજુએ ઓખા સીમેન્ટ કમ્પનીના અમલદારોને રહેવા માટે સુશોભિત બંગલાની હાર આવેલી છે.

આ દરિયા કાંઠે–સમુદ્રની વચ્ચે એક ઉંચો ખડક છે અને તેના ઉપર શિવનું મન્દિર સ્થાપવામાં આવ્યું છે. જ્યારે ભરતીનાં પાણી ઉતરી જાય છે ત્યારે પૂજારી એ ટેકરા ઉપર જાય છે અને પૂજા કરી આવે છે. આ ખડક અસલ તો મૂળ જમીન સાથેજ

સંકળાયેલું સ્થળ હશે પરન્તુ દરિયાના મોજાનાં સતત મારથી એ ખડક અને હાલની જમીન વચ્ચેનો માટીવાળો અને પત્થરવાળો ભાગ ધોવાઇ ગયો છે. એ ખડક ઉપર કોઇએ ચમત્કારિક ભડકા જ્વાળામુખીના કે ધરતી–કમ્પના ઉલ્કાપાત વખતે જોયા હશે અને તે દિવસે ત્યાં શિવાલય સ્થાપી તેનું નામ ભડકેશ્વર પાડયું હશે.

## સમુદ્રની વનસ્પતિ

ભડકેશ્વરના દરિયા કાઠે વનસ્પતિના વિવિધ નમૂના ઘસડાઇ આવે છે. તે એટલા બધા અદ્દભુત અને બોધક હોય છે કે ઘલાકાની કૅાલેજના વનસ્પતિ વિજ્ઞાનના અધ્યાપકો ઘણીવાર પોતાના વિદ્યાર્થીઓને લઇ કેવળ પ્રત્યક્ષ નમૂના પરથી શિક્ષણ આપવાની દષ્ટિથી દ્વારકા આવે છે. એકવાર તો મુમ્બઇ યુનિવર્સિટીએ પ્રો. બર્ગેસન નામના યૂરોપના નિષ્ણાતને આમંત્રણ આપી દ્વારકા બોલાવ્યા હતા. તે વખતે એમની પાસેથી જ્ઞાન લેવા યુનિવર્સિટીની ઘણીખરી કૅાલેજના વનસ્પતિ વિજ્ઞાનના અધ્યાપકો દ્વારકામાં આવ્યા હતા. દ્વારકાના દરિયામાંથી સાંપડતી વનસ્પતિના નમૂના આજે પણ કેટલીક કૅાલેજમાં સંગ્રહી રાખેલા નજરે પડે છે.

### સિન્ધુસદન

દ્વારકામાં કળાપ્રેમી, ઇતિહાસના પૂજારી અને સાહિત્યના ઉપાસક સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજીનો બંગલો જોવા જેવો છે. એ બંગલો સમુદ્ર કિનારે બાંધવામાં આવ્યો છે માટે તેનું નામ " સિન્ધુસદન " રાખવામાં આવ્યું છે. આ બંગલાના એક ભાગમાં શેઠ પુરુષોત્તમભાઇએ પોતાના માતાપિતા અને પત્નીની આરસની પ્રતિમા બેસાડી સુન્દર મન્દિર જેવી છત્રી બંધાવી છે. એ છત્રીનું

બાંધકામ, તેમાં જુદા જુદા ભાગમાં મૂકેલા કોતરકામના નમૂના અને તેમાં આરસની તકતીઓ ઉપર કોતરાવેલાં જૂદી જૂદી ભાષામાં શિષ્ટ ગણાતા વચનામૃતો એટલાં તો વિવિધ અને બોધક છે કે આ આખી છત્રી હિન્દુસ્તાનના કોઇ પણ સંગ્રહસ્થાનને દીપાવે એવો નમૂનો જણાયા વિના રહે તેમ નથી આ છત્રીમાં કોતરાવેલી જાળીઓ, ફૂલ, વેલ, તોરણ, પિઠિકા, મેરાપ, વગેરે હિન્દુસ્તાનમા પંકાયેલા સ્થળોના નમૂનાની નક્કલ તરીકે રજુ થયેલ છે. કોઇ આમાના તાજમહેલમાંથી તો કોઇ ફત્તેહપુર સીક્રીના સુકરબામાંથી, કોઇ શાહ આલમના રોજામાંથી તો કોઇ દીલ્હીની જુમ્મા મસ્જીદ-માંથી–એ રીતે આ છત્રી એ કળાની યુનિવર્સિટી છે. બારિક અવલોકન કરનારને જણાશે કે બાંધણીમાં હમેશ જાળવવામાં આવે આવે છે તે સમતોલપણાને ભોગે આ ઠેકાણે કેટલાક નમૂના કેવળ તેની વિશિષ્ટતાને કારણે રજુ થયા છે. મોગલ પાદશાહો પત્થરમાં મીણાકારી કામથી પત્થરમાં હીરામાણેકનું જડતર કેવું કરતા હતા, અને પત્થરમાં સોનું કેવી રીતે રસતા હતા તે અહિં બતાવવાનું પણ શેઠ પુરુષોત્તમ ભૂલ્યાં નથી.

આ છત્રીમાં જેમ હિન્દુસ્તાનની કળા ઉતારવામાં આવી છે અને ધાર્મિક વચનામૃતોથી આધ્યાત્મિક ભાવના જગાડવામાં આવી છે તેમ મુખ્ય બંગલાની બાંધણીમાં એ કળાના પૂજારીએ અને ઇતિહાસના ઓલીઆએ કળાથી હિન્દુસ્તાનના ઇતિહાસને મૂર્તિમન્ત બનાવ્યો છે. એ બંગલો કેવળ કળાનો નમૂનો છે એમ તો સૌને દેખાશે પણ તે હિન્દુસ્તાનના ઇતિહાસનો અવતાર છે તે બહુ થોડા માણસો જાણી શકે તેમ છે. એ ગૂઢ અર્થ પોતાના બંગલામાં રહેલો છે; એ વાત શેઠ પુરુષોત્તમે જેમને કહી હરી તે પૈકીના એક હોવાનું લેખકને સદ્ભાગ્ય મળ્યું હતું.

## સિન્ધુસદન એટલે હિન્દુસ્તાનના ઇતિહાસનો અવતાર

સિન્ધુસદન ઉત્તરાભિમુખ ઉભેલો બંગલો છે. તેમાં એક પણ સ્તમ્ભ, એક પણ કઠેરો, જાળી, ઝરૂખો, સીડી, મિનારો, ઘુમ્મટ, પ્યાલો કે છાજલી કળાના પ્રતિનિધિત્વ વિનાનો અને ઐતિહાસિક અર્થ વિનાનો નથી. આ બંગલો બાંધવામાં શેઠ પુરુષોત્તમે મનુષ્યના જીવન માટેની સગવડતા ઉભી કરવાની દરકાર કરી નથી પણ હિન્દની કળા અને ઇતિહાસનું મન્દિર પોતે રચે છે; એ વિચાર એમણે નજર આગળ રાખ્યો હતો.

બંગલાના આગલા ભાગની મધ્ય રેખા પ્રવેશદ્વારથી જણાઇ આવે છે તેમ પાછલા ભાગની મધ્યરેખા સીડીવાળા મિનારાના બુરજથી સ્પષ્ટ થાય છે. એ મિનારાનો બુરજ સૌથી ઉંચો હોવાથી આગલા ભાગમાંથી બંગલાનું દર્શન કરનારને મીનારાનું બુરજ મૂર્તિના મુકુટ જેવું લાગે છે, એ મુકુટને ત્રાજવાનો 'કાંટો' ગણીએ તો એ કાંટા ઉપર બંગલાના ત્રાંજવાની બન્ને દાંડી સમતોલ રહેલી જણાશે.

૧ મિનારાના બુરજની રચના ઇંગ્લાંડના કિલ્લાના બુરજ જેવી છે. તે એમ બતાવે છે કે હિન્દુસ્તાનની સર્વોપરી સત્તા આજે ઇંગ્લાંડના હાથમાં છે.

૨ એ બુરજની બન્ને બાજુએ બે ઘુમ્મટ આવ્યા છે તેના શિખર ઉપર બહુ નાનાં કાંગરાં ચણવામાં આવ્યાં છે. તે ઇસ્લામી સ્થાપત્યના પ્રતિનિધિ તરીકે મૂકાયા છે. તે એમ સૂચવે છે કે ઇંગ્લાંડની સત્તા હિન્દમાં જામી તે પહેલાં મોગલની સત્તા હિન્દમાં હતી.

૩ બે ઘુમ્મટની રચના બારિકાઇથી જોનારને પ્રતીતિ થશે

કે એ ઘુમ્મટ તાજમહેલના ઘુમ્મટ નથી. એ દક્ષિણના હિન્દી સ્થાપત્યના નમૂના છે. તેના અર્થ એ છે કે હિન્દમાં અંગ્રેજ સત્તા જામી ત્યારે મોટી સત્તા હિન્દમાં દક્ષિણના મહારાષ્ટ્રની હતી.

૪ એ ઘુમ્મટવાળી છત્રી નીચે વિશાળ અગાશી આવેલી છે. એ અગાશીમાં કઠેરા ઉપર પ્યાલાઓ ગોઠવ્યા છે—તે કેવળ શોભાના નથી પરંતુ પારસી ભાઈઓના આતશના અને ધુપના એ પ્યાલા છે. તે એમ સૂચવે છે કે હિન્દુસ્તાને પારસી ભાઈઓને મરાઠી સત્તા જામ્યા પહેલાં પોતાના ખોળામાં લઈને પોતાના આપ્તજન બનાવી દીધા છે.

૫ હિન્દુસ્તાનની ખરી રાજસત્તા તો રજપુતની હતી તે બતાવવા આ બંગલાની આસપાસ જે કારીગરી ઝરૂખામાં, કાંગરામાં, બારીઓની છાજલીમાં, તોરણની કોતરણીમાં અને સ્તંભોના આકારમાં—દર્શાવવામાં આવી છે તે બધી રાજપુતસ્થાનના અસલી સ્થાપત્યમાંથી લીધેલી છે.

૬ આવડા મોટા મકાનમાં એક પણ સ્થળે સ્થપતિએ કમાનને ઉપયોગ કર્યો નથી.

૭ સૌથી વધારે ધ્યાન ખેંચનાર બીના એ છે કે બંગલાના પ્રવેશદ્વાર આગળ ગાડી ઉભવાને મંડપ છે. તેની બહાર બંગલાના બધા ભાગથી તદ્દન અલગ બે સ્થંભો ચોટાડી મૂકવામાં આવ્યા છે. તે સ્તંભની રચના અને તેના ઉપર મૂકેલા પ્યાલાના ઘાટ અને તેની કોતરણી, જાપાનની સંસ્કૃતિની છાપવાળા છે. તે એ સૂચવે છે કે હજુ સુધી એટલે ઇ. સ. ૧૯૦૩ સુધી હિંદુસ્તાનના ઇતિહાસમાં જાપાનને સ્થાન મળ્યું નથી.

આ બંગલાના મધ્યવર્તી દીવાનખાનામાં અને પરસાળોમાં તથા સીડીની દિવાલો ઉપર શેઠ પુરુષોત્તમ ભાઇએ ઐતિહાસિક છબીઓ કલાના નમૂના, અને કેટલાક અગત્યના લેખો–વગેરેનુ 'સુન્દર સંગ્રહસ્થાન ગોઠવ્યું હતું'. એમના અવસાન પછી એ સંગ્રહસ્થાન વિખરાઇ ગયું છે. થોડા નમૂના અવશિષ્ટ જૂના ભગ્ન સંગ્રહસ્થાનની સાક્ષી પૂરે છે.

## ક્ષત્રપ રાજાના સમયનો શિલાલેખ

દ્વારકામા સાર્વજનિક પુસ્તકાલયનું મકાન અને પુસ્તકાલયની સમૃદ્ધિ પ્રવાસીને આકર્ષ્યા વગર રહેતી નથી એ સાર્વજનિક પુસ્તકાલયના મકાનના ખુલ્લા પટાગણમાં ધાતુના પતરાની એક ઓરડી ઊભી છે તેમા જૂનો ક્ષત્રપ રાજાના સમયનો શિલાલેખ ઊભો છે. તે સસ્કારી જનોએ જોવા જેવો છે.

આ શિલાલેખ દ્વારકાથી પૂર્વ દિશાએ આઠ માઇલ દૂર આવેલા ગૂળવાસર નામના ગામને પાદરે સાગણસર તળાવની પાળ ઉપરથી માટી ખોદતા ખોદતાં મળી આવ્યો છે ત્યાંથી એ શિલાલેખને દ્વારકામાં લાવવામા આવ્યો હતો. ઘણા વરસો સુધી દ્વારકાની ખારી હવા અને તડકો તેના પર પોતાની અસર કર્યે જતો હતો. છેવટે વડોદરા રાજ્યે એ પત્થરને પુસ્તકાલયના પટાગણમા ઊભો કરી તેના ઉપર ઓરડી બધાવી છે.

એ પત્થરની ઉંચાઇ લગભગ પાચ ફૂટ છે અને પહોળાઇ એ ફૂટ જેટલી છે ટોચ પર લખેલી એક લીટી પાચ અક્ષરની છે તે વાચક વાચી શકે એવી રીતે સન્મુખ આખની સમાન્તરે લખાયેલી છે. બીજી ચાર લીટીઓ આડી લખવામા આવી છે, તેથી સામ ઊભાને તે લીટી વાચતાં મુશ્કેલી પડે છે લેખ પૂરો થયાના ચિહ્ન

તરીકે પૂર્ણવિરામ રૂપે સાથીઓ કોતરવામા આવ્યો છે એ લેખમાના અક્ષરો બ્રાહ્મી લીપિના છે એ લેખમા નીચે પ્રમાણે લખવામા આવ્યુ છે

વાણિજકના પુત્રે મહાક્ષત્રપ રાજા સ્વામી રૂદ્રસેનના ૧૨૦ (૧૨૨ ?) વર્ષમા વૈશાખ વદ પાચમના રોજ પોતાનો પ્રાણ અર્પણ કરી મિત્રનો પ્રાણ બચાવ્યો.

ક્ષત્રપ રાજાના સમયના શિલાલેખો અને સીક્કાઓ સૌરાષ્ટ્રમા એકથી વધારે સ્થળે મળ્યા છે દ્વારકાના પ્રદેશમા પણ એ ક્ષત્રપ રાજાના સમયની સસ્કૃતિ મોજુદ હતી તે આ શિલાલેખથી સાબીત થાય છે ઇ સ પૂર્વે ૭૮ થી કનિષ્ક રાજાએ પુષ્પપુરમા (પેશાવર) આ શકનો આરભ કર્યો હતો, તેથી ઉપરના ૧૨૨ મા ૭૮ ઉમેરવાથી ઇ સ ૨૦૦ નો* અક આવે છે એટલે કે ઇ સ ના

---

* આ લેખમાંની સાલનો આકડો જુદો જુદો વચાયો છે ડૉક્ટર ભડારકર ૧૨૨ બતાવે છે ડૉ ભગવાનલાલ ઇન્દ્રજીના સામરીત શ્રી ગિરિજાશકર ભટ્ટની નોધબુકમા ૨૨૦ બતાવવામાં આવ્યો છે અને એક અન્ય સ્થળે ૨૩૨ બતાવવામા આવ્યો છે પરન્તુ ડૉ ભગવાનલાલ ઇન્દ્રજીએ જુલાઇ ૧૮૯૦ ના રૉયલ એશિયાટિક સોસાઇટીના જર્નલમા ક્ષત્રપોની વશાવલિ ઉપજાવવા જે સાલવારી આપી છે તે પરથી જણાય છે કે મહાક્ષત્રપ રૂદ્રસેન ઇ સ. ૨૦૦ થી ૨૧૮ સુધી સત્તાધીશ હતા ક્ષત્રોના સમયમા ચાલતી સાલ શકની હતી તેનો આરભ ઇ સ ૭૮ થી થયેલ હતો એટલે ઉપરના ડૉ ભડારકરે વાંચેલા ૧૨૨ માં ૭૮ ઉમેરતાં ઇ સ ૨૦૦ આવે છે તે ડૉ ભગવાનલાલે ઉપજાવેલી ક્ષત્રપોની વશાવલીની સાલ સાથે મળતી આવે છે રા બ્રેદલજી ડોસાભાઇએ લખેલા History of Gujarat નામના પુસ્તકના પરિશિષ્ટ A માં ક્ષત્રપોની વશાવલિ આપી છે તે ડૉ ભગવાનલાલના લેખ પરથી આપવામાં આવી છે

બીજા ત્રીજા સૈકામાં દ્વારકાના પ્રદેશમાં શિલા લેખો કોતરે એવા સંસ્કારી વિદ્વાનો વસતા હતા તે પણ આ લેખ પરથી સાબીત થાય છે.

## દ્વારકાના મેળા

કોઇ પણ પ્રજાના સંસ્કારનું માપ તેના મેળા પરથી મળી આવે છે. દ્વારકાની પ્રજા અનેક ઉત્સવો ઉજવે છે.

કાર્તક શુદ એકાદશી-દેવ ઉઠયાની એકાદશી-પવિત્ર મનાય છે તે દિવસે ગોમતી ઘાટ ઉપર અને મન્દિરમાં સારો મેળો જામે છે.

કાર્તક શુદ બારસના રોજ સાંજે દેવના લગ્નની સ્વારી ધામધુમથી નીકળે છે અને દેવમંદિરમાં લગ્નની ક્રિયા મોટી મેદની વચ્ચે થાય છે. શેરડીના મંડપો ઘેર ઘેર રોપાય છે.

કાર્તક શુદ પૂનેમના રોજ તુલસી વિવાહની વિધિ મન્દિરમાં ઉલ્લાસ પૂર્વક થાય છેઃ કેટલાંક ઘરોમાં પણ ઘેર ઘેર આ લગ્ન તુલસી કયારે ઉજવાય છે.

માગશર શુદ એકાદશીના રોજ ગીતા જયન્તી દ્વારકાના લોકો ઠાઠમાઠથી ઉજવે છે. ગીતાજીના પુસ્તકને રથમાં સ્થાપી સ્વારી રૂપે શહેરમાં ફેરવવામાં આવે છે. તે દિવસે સવારના સમયમાં શ્રી શંકરાચાર્ય મહારાજની સંનિધિમાં સેંકડો પુરુષો અને સ્ત્રીઓ એક અવાજે ગીતાનું પારાયણ કરે છે અને સાંજે બ્રાહ્મણની વાડીમાં મોટી સભા ગોઠવાય છે ત્યાં ગીતાજીના મુખપાઠની હરીફાઇ, પ્રવચન, પૂજા, આરતી વગેરે કાર્યક્રમ પ્રેમપૂર્વક પ્રતિવર્ષે ગોઠવાય છે.

મહા શુદ પાંચમ—વસન્તપંચમી-નો ઉત્સવ ઘેર ઘેર દેવ આગળ આંબો રોપીને ઉજવવામાં આવે છે. દેવને ગુલાલ અબીલથી ખેલાવવાનો આરંભ એ દિવસથી થાય છે.

મહા વદ ચૌદશ—મહાશિવરાત્રીનો મેળો ભાડેશ્વર મહાદેવ મન્દિરે ભરાય છે. હજારો માણસો એ મેળામાં જાય છે.

ફાગણ શુદ પડવો—ફૂલડોલનો ઉત્સવ મોટી મેદની વચ્ચે મંન્દિરમાં ઉજવાય છે. દેવને હિન્ડોળામાં બેસાડી ગુલાલ, રંગ અબીલ વગેરેથી ખેલાવવામાં આવે છે હજારો યાત્રાળુ એ મેળામાં ભાગ લેવા દ્વારકા આવી પહોંચે છે.

ચૈત્ર શુદ બીજ—એ દિવસે સાંજને સમયે બૈરાંઓના ટોળેટોળ સમુદ્ર કાંઠે જાય છે; સમુદ્રની પૂજા કરે છે; અને ઘેરથી ખાવાની જુદી જુદી વાનીઓ લાવ્યાં હોય છે તે સાથે બેસીને સૌ ખાય છે યુવાનો તે દિવસે પતંગ ઉડાવે છે. સૂર્યાસ્ત પછી મેળો વિખરાવા લાગે છે.

ચૈત્ર શુદ બારસ—રુક્મિણી વિવાહની સ્વારી નીકળે છે અને મન્દિરમાં શ્રીજીના લગ્ન ઉજવાય છે.

વૈશાખ શુદ ત્રીજ—અક્ષય તૃતીયા-આ દેશમાં મોટો ઉત્સવ ગણાય છે. મન્દિરમાં દેવોને ચન્દનનો જ પોશાક ધરાવવામાં આવે છે. ઘેરઘર હિંચકા બંધાય છે: મોટાં ઝાડની ડાળીએ દોરડાંના હિંચકા બાંધી છોકરા છોકરીઓ હીંચકા ખાવામાં ધન્યતા માને છે સાંજે ખેડુત વર્ગ પવનની ગતિ જોવા એકઠા થાય છે અને તે દિવસના પવન ઉપરથી આવતું વરસ કેવું નીવડશે તેના પામકા-ભવિષ્ય-ભાખે છે.

જેઠ શુદ દશમ—ગંગાદશમી-એ દિવસે દ્વારકાથી એક માઇલ દૂર શ્રી રુક્મિણીના મન્દિર પાસે આવેલાં બાગિરથી ગંગાનો મેળો ભરાય છે. તે સ્થાને સવારના સમયમાં દશ વાગ્યા સુધી બેનો

ભાઈઓની મોટી મેદની સ્નાન કરવા એકત્ર થાય છે. ત્યાં દુકાનો વગેરેની ઠઠ સારી જામે છે. ગંગાજી આ સ્થળે પધાર્યાં હતાં, તેથી તેમના ઉદ્દગમનના દિવસને પવિત્ર માની આ મેળો ભરાય છે.

જેઠ સુદ અગીઆરસ—ભીમએકાદશી–વાઘેર લોકોમાં બહુ મોટી મનાય છે. દ્વારકાની આસપાસનાં ગામડાંમાં વસતા વાઘેરો પોતાના બાળબચ્ચાંને ગાડામાં બેસાડી પરોઢીઆથી દ્વારકામાં આવવાનું શરૂ કરે છે. સવાર થતાં હજારો વાઘેર ગોમતીકાંઠે અને મન્દિરમાં એકઠા થઇ જાય છે. આખો દિવસ એ લોકો દ્વારકામાં ગાળે છે. સાંજે વાઘેર યુવાનોની કુસ્તીની હરીફાઇ જામે છે. મોટી મેદની વચ્ચે આ ખેલ ખેલાય છે. કોઇવાર ચડસાચડસીને પરિણામે પક્ષકારો ગરમ બને છે. પણ વડીલો અને પોલીસ તેમને ટાઢા પાડે છે.

જેઠ શુદ પૂનેમના રોજ જળયાત્રાનો ઉત્સવ મન્દિરોમાં બહુ ભાવપૂર્વક ઉજવાય છે. મન્દિરોમાં જળના હોજ દેવ સમક્ષ ભરાય છે. ફુવારામાંથી જળની શેડો ઉડયા કરે છે. લીલાં વૃક્ષોના પાંદડાં અને ડાળીઓથી કુંજની ઘટાનો દેખાવ મન્દિર પાસે રચવામાં આવે છે અને ઉનાળાની ગરમીના દિવસોમાં દેવને એ રીતે ઠંડકવાળું વાતાવરણ આપવામાં આવે છે. બેટ શંખોદ્ધારમાં તો દરેક દેવના નિજ મન્દિરમાં ગોઠણપૂર પાણી ભરવામાં આવે છે. દર્શન કરવા એ દિવસે પુષ્કળ માણસો એકત્ર થાય છે.

અષાડ શુદ બીજને દિવસ રથયાત્રાનો ઉત્સવ દ્વારકામાં બહુ જ ધામધુમથી ઉજવાય છે. સોના ચાંદીના રથમાં દેવને બેસાડી ભક્તજનો રથ ખેડે છે. હજારો માણસો આ રથને ખેડાતો જોવા

જગતમન્દિરને ઝરૂખે ચડીને બેસે છે. પુજારીઓ રથમાં બિરાજેલા દેવને સંભાળવામાં તે દિવસે મોટી જહેમત ઉઠાવે છે.

અષાડ શુદ એકાદશીના રોજ દેવપોઢણી તિથી ઉજવાય છે. ગોમતીઘાટે અને મન્દિરોમાં માણસોની મેદની વધારે હોય છે. ઠેકાણે ઠેકાણે કીર્તનો ગવાય છે.

શ્રાવણ સુદ એકાદશી—પવિત્રા એકાદશીના રોજ દેવની સ્વારી દ્વારકાથી બે માઈલ દૂર આવેલા ગોલપા તળાવ ઉપર જલક્રીડા માટે જાય છે. સ્વારીમાં ઘોડા, રથ, પાલખી, ગાડાં, મોટર વગેરેની ઠઠ જામે છે. માણસોની મેદની મોટી જામે છે. ગોલપા તળાવની પાળ ઉપર દુકાનોના તંબુ અને રાવટીઓ બાંધવામાં આવે છે. એ તળાવના જળમાં દેવની મૂર્તિને પૂજારી પ્રેમપૂર્વક સ્નાન કરાવે છે; અને દેવનું સ્નાન થયા પછી તળાવનું જળ પવિત્ર થયેલું સમજી ભક્ત જનો તળાવમાં ખૂબ ન્હાય છે–ઝીલે છે, જળમાં ઝીલવાના ઉત્સવને લીધે આ દિવસને ઝીલણી એકાદશી કહેવાય છે. ગોલપા તળાવે જતી સ્વારી કરતાં પાછી વળતી સ્વારી વધારે ઠાઠથી રચાયેલી હોય છે. યાત્રાળુઓ અને ભક્તજનો રસ્તે દેવની પાલખી આગળ ભજનકીર્તનની ધૂન જમાવે છે.

શ્રાવણ માસમાં શુકલપક્ષમાં મન્દિરમાં હીન્ડોલામાં દેવને ઝુલાવવામાં આવે છે. રોજ સાંજે હીન્ડોલાના દર્શન માટે મોટી ભીડ થાય છે. ખાસ કરીને શ્રાવણ શુદ એકાદશીથી પૂનમ સુધી હીન્ડોલાના મેળામાં ગીરદી વધારે હોય છે. હાંડી ઝુમ્મર, બીલોરી કાચ, આરસા વગેરેથી મંડપની શોભા ઉપજાવવામાં આવે છે; અને દેવને રોજરોજ નવા હીન્ડોલામાં ઝુલાવવામાં આવે છે.

કોઇ દિવસ લાકડાંના રંગીત હીન્ડોળામાં, કોઇ દિવસ ફૂલના અને પાનના શૃંગારથી સુશોભિત હીન્ડોળામાં, કોઇ દિવસ મીણાકારી કાચના હીન્ડોળામાં દેવને ઝુલાવવામાં આવે છે.

શ્રાવણ શુદ પૂનમના રોજ બ્રાહ્મણો અને ઇતર જનોઇ પહેરનારી જ્ઞાતિના માણસોનો મોટા મેળો ભરાય છે, તે દિવસે સપ્તર્ષિની સ્થાપના અને પૂજન કરી બ્રાહ્મણો દેવતર્પણ; અને ઋષિ તર્પણની વિધિ શાસ્ત્રોક્ત વિધિસર કરે છે. બ્રાહ્મણોની સ્ત્રીઓ બાળકોને લઇ ઋષિના દર્શન કરવા ગોમતી તટ ઉપર ટોળાબંધ આવે છે.

શ્રાવણ વદ આઠમ—જન્માષ્ટમીના રોજ સવારના સમયમાં "દ્વારકા કેળવણી મંડળ" વિદ્યાર્થીઓનું મોટું સરઘસ ગાજતે વાજતે શહેરમાં ફેરવે છે. અને વિદ્યાદાનના પવિત્ર દિવસ તરીકે એ દિવસ ઉજવે છે. સાંજે સ્વયંસેવકો ઘેર ઘેર વિદ્યાદાન મેળવવા નીકળી પડે છે. આ કેળવણી મંડળ દ્વારકામાં બાલમંન્દિર ચલાવે છે અને બીજી કેળવણી પ્રચારની પ્રવૃત્તિ સરકારની પ્રવૃત્તિની પૂરક પ્રવૃત્તિ તરીકે ચલાવે છે.

એ દિવસે મન્દિરમાં અને ગોમતી ધારે સવારે ખૂબ મોટો મેળો જામે છે. અને રાતે બાર વાગે દર્શન વખતે માણસોની ભીડ બહુ થાય છે; અને રાતે બાર વાગે શ્રીકૃષ્ણના જન્મોત્સવની આરતી વખતે મંન્દિરમાં મોટી ભીડ જામે છે.

શ્રાવણ માસના પ્રત્યેક સોમવારે રાણેશ્વર-ઋણ મુકતેશ્વર મહાદેવના મન્દિરે ભવ્ય મેળા ભરાય છે. ત્યાં ઘીના કમળ અને પટાંગણની શોભા દર સોમવારે વિવિધ પ્રકારની થતી હોવાથી

એ મિન્દર એક માઇલ કરતા વધારે દૂર હોવા છતા એ મેળામા હજારો માણસો આકર્ષાય છે એ મેળાને મનોરંજક બનાવવા રાણેશ્વર મન્દિરની વ્યવસ્થા કરનાર સમિતિના સભ્યો દરેક વરસે મોટી જહેમત ઉઠાવે છે

આશુ શુ. એકમથી નવ દિવસ સુધી નવરાત્રનો ઉત્સવ દ્વારકામાં બહુ રસિકતાથી લોકો ઉજવે છે રોજ રાત્રે નવથી અગીઆર વાગ્યા સુધી બ્રાહ્મણની જ્ઞાતિની વાડીના ભવ્ય સભા મંડપમા હજારો પુરુષો અને સ્ત્રીઓની સભા ભરાય છે તે વખતે સરસ્વતીનું પૂજન અર્ચન થયા પછી બટુક કુમારીકાઓ એકસરખા પોશાકમા સજ્જ થઇ ગાયન, ગરબા, ગીતો વગેરે ગાય છે, ભાષણો, કથા, કીર્તનો વકતૃત્વોત્તેજક હરીફાઇના સંભાષણો કરેના ક્રમ પ્રમાણે વારા ફરતી ગોઠવાયા હોય છે મંડપમાં ભરતગુંથણના નમૂનાનુ, ચિત્રકળાના નમૂનાનુ પ્રદર્શન ભરાય છે, અને છેલ્લે દશેરાને દિવસે–ઉત્સવની પૂર્ણાહૂતિને દહાડે ઇનામો વ્હેંચવાનો કાર્યક્રમ દબદબા ભરેલા ઠાઠથી ઉજવાય છે બહારગામથી આવેલા યાત્રાળુને આ લોકશિક્ષણનો મેળા બહુ આકર્ષક જણાય છે

આશુ શુદ દશમ—દશેરાને દિવસે શમીપૂજન માટે દેવની સ્વારી શહેરની બહાર જાય છે ત્યા શમીનુ પૂજન કરી લોકો સીમોલ્લંઘનનો શાસ્ત્રોક્ત વિધિ કરે છે અને પછી વિજયાદશમીની સ્વારી ગાજતે વાજતે શહેરમા દાખલ થાય છે

આશો શુદ પૂનેમના રોજ શરદપૂનેમનો મેળો મન્દિમા ભરાય છે દેવની મૂર્તિને ખુલ્લી ચાંદનીમા પધરાવવામા આવે છે અને દેવ પાસે નૃત્યવાદન વગેરે ભક્તિદર્શક ક્રમ રાખવામા આવે છે રાત્રે દશ વાગ્યા સુધી એ મેળો જામેલો રહે છે

દીવાળી અને અન્નકોટના મેળામાં પણ ઘણી ભીડ હોય છે. દીવાળીની રાતે અને પડવાને દિવસે અન્નકૂટના દર્શનના મેળા ભરાય છે.

ઉપર જણાવેલા ધાર્મિક મેળા અને ઉત્સવો ઉપરાંત પ્રત્યેક વરસે વડોદરા રાજ્યના મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડના જન્મોત્સવ અઠવાડના દિવસોમાં તારિખ ૧લી જાન્યુઆરીથી તા. ૧૪ મી જાન્યુઆરી સુધી પ્રજાજનો મંગલ ઉત્સવો પાળે છે. તે અઠવાડીઆમાં વિવિધ રસભર્યો કાર્યક્રમ રોજ રાખવામાં આવ્યા હોય છે.



## પ્રકરણ ૧૧ મું

### દ્વારકાના બ્રાહ્મણો-ભાટિયા અને લોહાણા

#### ૧. ગુગલી બ્રાહ્મણ

દ્વારકામાં તીર્થગોર તરીકેનો હક્ક ગુગલી બ્રાહ્મણોનો છે. તેમની ન્યાત ગુજરાતમાં માત્ર દ્વારકામાં જ જોવામાં આવે છે. ઓખામંડળમાં જેમ ચાવડા રજપૂત, હેરોલ રજપૂત, અને રાઠોડ ( વાઢેર ) રજપૂત વિપતના માર્યા આવ્યા હતા. તેમ ગુગલી બ્રાહ્મણ મારવાડ દેશમાંથી-ઉભિન્ન માલ તૂટયું ત્યારે-તે પરગણામાંથી દ્વારકામાં આવી વસ્યા હશે એમ અનુમાન થાય છે.

* આબુ પર્વતના દહેરાંમાં જૈન લોકોએ પુજારી તરીકે

---

* આબૂ-દેલવાડાના સુપ્રસિદ્ધ જૈનમંદિરોમાં વિ. સં. ૧૨૮૭ ફા. વ. ૩ રવિવારનો એક મોટો શિલાલેખ, મંત્રીશ્વર તેજપાલે કરાવેલ લૂણસિંહ-વસહી અપરનામ નેમિનાથદેવ-જિનમંદિર ધર્મસ્થાનની રક્ષા અને અષ્ટાહ્નિકા ઉત્સવાદિ વ્યવસ્થા-સંબંધમાં છે. તેમાં જણાવ્યું છે કે- " ચંદ્રાવતીના રાજા સોમસિંહ, રાજકુમાર કાન્હડદેવ વગેરે સમસ્ત રાજલોકો તથા ત્યાંના સ્થાનપતિ ભટ્ટારક વગેરે સાથે ગુગુલી બ્રાહ્મણો અને સમસ્ત મહાજનો, ગોષ્ઠિકો તથા આબૂ ઉપરના ૧૨ ગામોમાં રહેતા સ્થાનપતિ, તપોધનો સાથે ગુગુલી બ્રાહ્મણો અને રાઠિય વગેરે સમસ્ત લોકોએ અને આસપાસનાં બીજાં ગામોમાં રહેતા પ્રતીહારવંશી

ગુગલી બ્રાહ્મણોને રોક્યાં હતા એવું નૈમિચૈત્ય વિષેની કથામાં લખેલું છે. તે કથા રાજશેખર સુરિના પ્રબન્ધ કોશમાંથી (જિન-વિજય સંપાદિત સિન્ધી જૈનમંથમાળા) રા. રસિકલાલ પરિખે દ્વિતીય ગીર્વાણ સાહિત્ય સોપાન નામની ચોપડીમાં ઊતારી છે. રાજશેખરસુરિએ આ કથા સંવત ૧૪૦૫ માં એટલે ઇ. સ. ૧૩૪૯ માં લખી હતી. ઓખામંડળમાં વસઇ ગામે (કનકાવતી) જૈન ચૈત્ય ચાવડા રાજાના પ્રભાવ વખતે બંધાયું હશે ત્યારે ચૈત્યની પૂજા વાસ્તે મારવાડમાંથી ગુગલી બ્રાહ્મણના કુટુમ્બને બોલાવવામાં આવ્યા હોય એ સ્વાભાવિક છે. અત્યારે વસઇના મહાદેવ કનકેશ્વરના મન્દિરની પૂજાનો હક્ક ગુગલી બ્રાહ્મણના એક કુટુમ્બનો છે એવી તકરાર સરકાર દફતરે નોંધાઇ હતી. તે ઉપરથી પણ સમજાય છે કે જેનું કુટુમ્બ વસઇમાં પહેલું વસ્યું હતું તે ગુગલી બ્રાહ્મણને વંશપરંપરાનો વસઇની પૂજાનો હકક મળ્યો હશે. ત્યાર પછી જગત મન્દિર દ્વારકામાં બન્ધાયું હશે ત્યારે તે મન્દિરમાં પૂજાનું કામ કરવા બીજા ગુગલી બ્રાહ્મણોના કુટુમ્બને સોંપાયું હશે. ભીન્નમાલ ઉપર મુસલમાની સત્તાધીશોએ અનેક આક્રમણ કર્યાં હતાં. એવાં આક્રમણ વખતે મારવાડ અને મેવાડની ઘણી પ્રજા ગુજરાત કાઠી-આવાડમાં ઊતરી આવી હતી. તેમ મારવાડના ગુગલી બ્રાહ્મણો દ્વારકા તરફ નાશી આવ્યા હોય એ સંભવિત છે. આજે પણ જોધ-

---

સર્વ રાજપુત્રોએ પોતપોતાની ઇચ્છાપૂર્વક શ્રી નેમિનાથદેવના મંડપમાં બેસીને મહં. શ્રી. તેજપાલ પાસેથી પોતપોતાના પ્રમોદ-પૂર્વક ઉપર્યુક્ત ધર્મસ્થાનના રખોપાનો ભાર સ્વીકાર્યો હતો ”

વિશેષ માટે જુઓ–અર્બુદ જૈનલેખ સંદોહ [ ] સં. મુનિ જયંતવિજયજી, પ્ર.

—લા. ભ. ગાંધી

પુરની આજુબાજુ ગુગળી બ્રાહ્મણોના થોડા કુટુમ્બો ખેતીનો ધન્ધો કરી જીવન ગાળે છે તેમનો વરવા પરણવાનો સમ્બન્ધ દ્વારકાના ગુગળી બ્રાહ્મણ સાથે નથી દ્વારકાના ગુગળી બ્રાહ્મણો બારમા કે તેરમા શતકમા ઓખામંડળમા આવ્યા હતા તેઓ જ્યારે દ્વારકા આવ્યા ત્યારે દ્વારકામા અબોટી બ્રાહ્મણની સત્તા મન્દિરોમા ચાલતી હતી તેમની સાથે તીર્થના અને મન્દિરના હક્કના ભોગવટા બાબત અનેક તકરારો થયાનુ કેટલાક તામ્રપત્ર પરથી સિદ્ધ થયુ છે ઈ સ ૧૫૫૭–સવત ૧૬૧૩ ના કાર્તક શુદ એકાદશી અને બુધ વારના રોજ ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજીએ દ્વારકામા આજ્ઞાપત્ર તાંબાના પતરા પર લખી આપ્યુ છે તેમાના આગળના વાક્યો નીચે મુજબ છે—

" ગૌસ્વામી શ્રી વિઠ્ઠલનાથજી મહારાજને અબોટીકુ ઔર ગુગલીનકું લિખ દીનો હૈ જો દ્વારકા ક્ષેત્રમે ગોમત્યાદિ તીર્થ કે ઠેકાણુ હે તાકે તુમ પુરોહિત હો સો યાત્રા નિમિત્ત જો મનુષ્ય આવે હે તાકી પેદાસ બાટવે બાબત તુમકુ પરસ્પર કલેશ હો કે કોઈ સમે આદમી કો નુકસાન બને હેસો ઉપદ્રવ દેખકે તુમકુ ઔર તુમ્હારો યજમાનકુ મન ભ્રમ હોય હૈ તાકે લીઉે કુછુ મનોગ્ય બનત નહિ એસો સુનકે હમને તુમકુ કહી, જેસે તુમ્હારો નિર્વાહ ચલે ઔર યજમાનકી પ્રશ્નતા રહે એ સો મારગ હમ તુમકુ કરદે તા સુનકે તુમને પ્રશ્ન હોકે હમને કહી જો આપ આગ્યા કરો સો હમકે દોનુકુ પ્રમાણ હે એસે સુનકે હમને દોનુકુ વિભાગકો બંદો બસ્ત નિચે લીખે મુજબ કરદીનો હે તા પ્રમાન તુમ ચલોગે ॥ "

આ ઉપરથી સમજાય છે કે તીર્થના પુરોહિત તરીકે દ્વારકામા ગુગળી બ્રાહ્મણે પોતાનો હક્ક જમાવ્યો ત્યાર પહેલા અબોટી

બ્રાહ્મણનો પણ પુરોહિત તરીકે દ્વારકા તીર્થમાં હક્ક હતો. ધીરે ધીરે ગુગલી બ્રાહ્મણોએ પોતાના વિશેષ સંસ્કારને લઇને દ્વારકા ક્ષેત્રમાં પોતાનું વર્ચસ્વ જમાવ્યું હતું. દ્વારકા પાસેના બેટશંખોદ્ધારના મન્દિરોમાં પુરોહિત કર્તવ્યનો હક્ક પણ એમનો સ્થપાયો હતો. ઈ. સ. ૧૫૭૧ માં સંવત ૧૬૨૭ ના વૈશાખ શુદ પાંચમને ગુરૂવારે ગોસ્વામી શ્રી રઘુનાથજીએ તાંબાના પત્ર ઉપર એક આજ્ઞાપત્ર લખી આપ્યું છે. તેમાં પણ બેટના મન્દિરની ભેટ, વસ્ત્ર, આભૂષણ, સામગ્રી વગેરે યાત્રાળુ અર્પણ કરે તેમાં ગુગલી ગોરનો અર્ધો હિસ્સો મન્દિરના અધિષ્ટાતાએ આપવો એવું ઠરાવી આપ્યું છે.

એ પરથી પણ સમજાય છે કે ગુગલી બ્રાહ્મણોએ દ્વારકાક્ષેત્રનો મહિમા વધારવા પોતાના હિતની દૃષ્ટિથી બહુ પ્રયત્નો કર્યા હતા.

અસલના સમયમાં વિદ્યા ભણવી એ સહેલું નહોતું. તે વખતે ગુગલી બ્રાહ્મણો દેવપૂજા, અને શ્રાદ્ધક્રિયા વગેરે કર્મકાંડની વિદ્યામાં સારી રીતે પ્રવીણ હશે એમ સમજાય છે. સંવત ૧૭૮૬માં (ઇ. સ. ૧૭૩૦) દ્વારકાની શારદાપીઠ ઉપર શ્રી પ્રકાશાનન્દ શંકરાચાર્ય તરીકે અધિષ્ટાતા હતા. તેમણે દ્વારકાનાથનું દહેરૂં મરામત કરાવી વિષ્ણુયાગ નામનો યજ્ઞ કરાવ્યો હતો. તે સંબંધી એક જૂનો સંસ્કૃત લેખ મળેલો છે તેમાં ગુગલી બ્રાહ્મણ લાખા ઠાકરના નામનો ઉલ્લેખ બહુ માનપૂર્વક નીચેના શ્લોકોથી કરેલો છે.

द्वारावत्यां हि लाखाख्योविप्रेन्द्रो भगवन्मनः ।
प्रकाशानन्द चित्तज्ञो धर्मकार्यार्थमुद्यतः ॥

દ્વારકામાં લાખા ઠાકર નામે એક બ્રાહ્મણનો ઇન્દ્ર, તે ભગવાનના મનરૂપ, પ્રકાશાનન્દનું ચિત્ત જાણનાર ધર્મકાર્યને અર્થે તત્પર હતો.

श्रीमद्गुग्गलिवंशविप्रतिलकः कल्याणजितपुत्रकः
श्रीलाखाभिधठाकरो गुणवरो मान्योऽखिलैर्भूमिपैः
धर्मार्थिकपरायणो हरिवदांभोजार्चनावाप्तधिः
औदार्यैकनिधिः सदाविजयते गांभीर्य रत्नाकरः ॥

તે ગુગલી બ્રાહ્મણ જ્ઞાતિના તિલકરૂપ કલ્યાણજીતનો પુત્ર શ્રી લાખા ઠાકર, ગુણોમાં ઉત્તમ, સર્વ રાજાઓ વડે માન્ય, કેવળ ધર્મ-પરાયણ, શ્રી હરિચરણ કમળની પૂજામાં રહેનારી બુદ્ધિવાળો, ઉદારતાનો ખાસ ભંડાર, અને ગંભીરતાને રત્નાકર સદાને વિજયને પામે છે.

तेन माणिक्यवंशोऽपि धर्मकार्यनियोजितः ।
नियोज्य वैष्णवे मार्गे तद्वंशो विमलीकृतः ॥

તેણે વાધેરના માણેક કુટુમ્બને ધર્મકાર્યમાં યોજી તે વંશને વૈષ્ણવ માર્ગમાં જોડીને તેણે નિર્મળ બનાવ્યો.

આ પ્રમાણે જે ગુગલી બ્રાહ્મણની પ્રશંસા ઇ. સ. ૧૭૩૦ માં થયેલી છે તેની જ્ઞાતિ તે સમયે દ્વારકામાં સંસ્કારી અને ધર્મ-પ્રિય હોવી જ જોઇએ

પરન્તુ અફસોસની વાત એટલી છે કે આટલી હદ સુધી સંસ્કારમાં ચડેલી વ્યક્તિ જે જ્ઞાતિમાં હતી તે ગુગલી જ્ઞાતિ ધીરે ધીરે વિદ્યાથી વિમુખ બનતી ગઇ, અને તેમની માત્ર ઉપલક રહે-/ણીમાં જ સંસ્કાર સચવાયા. આજે દ્વારકાના ગુગલી બ્રાહ્મણની /રહેણી બહુ ટાપટીપવાળી વિલાસપ્રિય તથા નાગરિકતાવાળી છે.

દ્વારકામાં બજારમાં વેંચાતી ઉંચા પ્રકારની ચીજો—શું વસ્ત્રો કે શું ધાન્ય, શું મેવા મીઠાઇ કે શું શાકભાજી, બ્રાહ્મણના બરની મનાય છે. વેપારી પ્રજા—લોહાણાની જ્ઞાતિની વપરાશની ચીજો બ્રાહ્મણોના વપરાશની ચીજથી ઉતરતી હોય છે. આમ થવાનું કારણ એ છે કે જેમ જેમ દ્વારકા ક્ષેત્રની ખ્યાતિ વધતી ગઇ તેમ તેમ પુણ્યસંચય કરવાને હિન્દુસ્તાનના ખૂણે ખૂણેથી યાત્રાળુ આવવા લાગ્યા. શ્રી દ્વારકાધીશના દેવળ ઉપર ધજા ચડાવવાનું પુણ્ય જેને લેવું હોય છે તેણે ગુગલી બ્રાહ્મણની જ્ઞાતિ સમસ્તને જમાડવી જોઇએ એવો કાયદો એ લોકોએ ચાલુ કર્યો છે. તેથી એ જ્ઞાતિના માણસોને લગભગ હમેશ યાત્રાળુ તરફથી જ જમવાનું મળતું હતું. એવા પ્રકારે જીવન ગાળનારને જે કમાઇ હોય તે મોટે ભાગે ઘરેણા વસ્ત્રોમાં અને મોજશોખના સાધનમાં જ વપરાય એ સ્વાભાવિક છે. તેને પરિણામે ગુજરાતના બ્રાહ્મણોની બધી જ્ઞાતિ કરતાં ગુગલી બ્રાહ્મણ શેઠાઇ અને શ્રીમંતાઇના ડોળ તરફ વધારે પ્રમાણમાં ઉતરેલી છે. એ જ્ઞાતિની સ્ત્રીઓ નિરક્ષર હોય તો પણ લુગડાં પહેરવાની અને દાગીનાની પસન્દગીની રીતમાં ભાટીઆ વાણીઆ કોમની સ્ત્રીઓની હરોળમાં ઊભી રહે એવી વિલાસપ્રિય બની ગયેલી છે. નવા સુધરેલા યુગમાં યાત્રાળુઓ ગુગલી ગોરને બહુ મોટી દક્ષિણા જવલ્લે જ આપે છે અને કાયમના બ્રહ્મભોજ પણ હવે સુકાઇ ગયા છે. એટલે સમયાનુસાર તે જ્ઞાતિના યુવાનો સમજુ બનવા લાગ્યા છે. આજે ગુગલી બ્રાહ્મણમાં લાખા ઠાકર જેવો પંડિત નથી, પરન્તુ કૉલેજમાં પ્રોફેસરી કરી શકે તેવા શ્રી. મૂળશંકર દવે અને શ્રી સુન્દરજી બેટાઇ જેવાં રત્નો એ જ્ઞાતિમાં છે. ડૉક્ટરો અને વકીલો એ જ્ઞાતિએ ઉપજાવ્યા છે. ગુજરાતને રંગભૂમિદ્વારા શિક્ષણ અને આનન્દ આપવાની ઓગણીસમી સદીમાં

જેમણે પડેલ કરી હતી તેમાં દ્વારકાના ગુગલી બ્રાહ્મણ મકનજી જુઠાનું નામ જાણીતું છેઃ

દ્વારકામાં શ્રી દ્વારકાનાથની પૂજા કરવાનો હક્ક આ જ્ઞાતિના એક કુટુમ્બને મળેલો છે. તે પુજારી કુટુમ્બના ગણાય છે. બાકીના કુટુમ્બો ગોરપદું કરે છે. હિન્દુસ્તાનની જેટલી જ્ઞાતિઓ છે-તેની વ્હેંચણી કરી દરેક કુટુમ્બ અમુક અમુક જ્ઞાતિના ગોર તરીકે નિશ્ચિત થયેલ છે. ગમે તે ગુગલી બ્રાહ્મણ ગમે તે જ્ઞાતિના યાત્રાળુનો ગોર બની શકતો નથી. પાઢ, ઠાકર, દીવેર, પાઢીઆ, ઉપાધ્યાય, પુરોહિત, વાયડા અને મીન એ આ જ્ઞાતિના કુટુમ્બોની મુખ્ય અટકો છે. વાયડા અને મીન એ બે અટક ગુજરાતના બીજા બ્રાહ્મણોમાં સાંપડતી નથી. વાયડા વાણીઆના ગોર તરીકે વાયડા બ્રાહ્મણોનાં કુટુમ્બો ગુજરાતમાં ગણ્યાંગાંઠ્યા છે. પણ મીન નામ તો ગુગલી નાતમાં જ છે.

## ૨. અબોટી બ્રાહ્મણ

ગુજરાત અને અસલી મારવાડના સંપર્કના ઇતિહાસની કથા જેમ દ્વારકાના ગુગલી બ્રાહ્મણની કથામાંથી મળે છે તેમ અબોટી બ્રાહ્મણની કથામાંથી પણ મળે છે. હાલમાં અબોટી બ્રાહ્મણની વસ્તી દ્વારકા, બેટ, ખયુંબા ગામે જ છે. જામનગર રાજ્યમાં ઓખામંડળની સરહદ પર વેદવતી નદીનું પુરાણ પ્રસિદ્ધ તીર્થ છે. તેને કાંઠે આવેલાં ગામડાંમાં-જાકસીઆ અને હાબરડી-પણ થોડા અબોટી બ્રાહ્મણો વસે છે. કચ્છમાં અંજારની આસપાસ થોડી વસ્તી અબોટી બ્રાહ્મણની છે. કાઠીઆવાડમાં બગસરા બીલખા, અને બાબરા પાસેના પ્રદેશમાં છૂટા છવાયા અબોટી બ્રાહ્મણના કુટુંબ વસે છે.

અબોટી બ્રાહ્મણનું નામ ઘણાને નવું જ લાગે છે; પરંતુ

ગુજરાતની એ અસલી બ્રાહ્મણ જ્ઞાતિ છે. ઔદિચ્ય બ્રાહ્મણની ન્યાત કરતા એ બ્રાહ્મણો ગુજરાતના વધારે જૂના ગણાય છે. હાલમા તે અબોટી બ્રાહ્મણ ખેતીવાડીના કામમાં ગુંથાયા છે તેથી તેમના અસલી બ્રાહ્મણ સંસ્કારો કેટલેક અંશે ધંધાના સન્જોગથી ઘસાઇ ગયેલા જણાય છે. બેટ દ્વારકામા અબોટી બ્રાહ્મણો પુરાતન કાળમા દેવના પુજારી હતા, પછી તે તીર્થના પુરોહિત પણ હતા. એ વાતની સાબીતી ગુગલી જ્ઞાતિની હકીકતમાં આપેના શ્રી વિઠ્ઠલનાથજીના આજ્ઞાપત્રવાળા તામ્રપત્રના વાક્યો પરથી મળે છે. આજે દ્વારકાના અબોટી બ્રાહ્મણનો હક્ક દ્વારકાના જગતમન્દિરને શિખરે ચડી ધજા ચડાવવાનો છે. એ બાવન ગજની ધજા-રેશમા કે કીનખાબની-જ્યારે ઉતારી લઇ નવી ધજા ચડાવવામા આવે છે ત્યારે તે જૂની ધજા અબોટી બ્રાહ્મણને જ મળે છે ધજા ચડાવવાનો અમુક લાગો તે બ્રાહ્મણોને આજે પણ મળ્યા કરે છે. ગુગલી બ્રાહ્મણોએ પોતાના વર્ચસ્વથી અબોટીને તીર્થગોરને સ્થાનેથી અને દેવના પુજારીના સ્થાનેથી ખસેડી મૂકયા છે હાલ બેટના અને દ્વારકાના અબોટી દેવમન્દિરમા ફૂલ તુલસી અને પુષ્પમાલા વેચવાનો તથા મન્દિરમા જલધરીઆનો ધંધો કરે છે. એ લોકો જનોઇ પહેરે છે, અને બ્રાહ્મણજીવનના ઘણા ખરા બાહ્ય સ્વરૂપ પાળે છે તેઓ બેટ દ્વારકામાં રોજ ન્હાય છે; મુગટા, પીતામર પહેરે છે તેમનામા પુનર્લગ્ન થતા નથી.

ઇસ્વીસનના તેરમાં શતકમા ગુજરાતની અસલી રાજધાની ભિન્નમાલમાં ( શ્રીમાન ) જૂના જગતસ્વામીના મન્દિરના થાંભલા ઉપર કેટલાક લેખો કોતરાયેલા હતા તે બધા 'ભાવનગર ઇન્સ્ક્રીપ્શન'' નામના પુસ્તકમા છપાયા છે તથા મુંબઇ ગેઝેટીયર પહેલા ભાગમા પણ છપાયેલા છે. ( પાનુ ૪૭૭ ) આ શિલાલેખોમા જગતસ્વામીને

" અંગભોગ "નો મોટી રકમો અર્પણ કર્યા બદલની અને તે ભોગની વસ્તુની વેંચણી કેટલા ભાગમાં કોની વચ્ચે કરવી તે સંબંધી હકીકત સંસ્કૃત ભાષામાં કોતરાયેલી છે. તેમાં અબોટી અને વ્યાસ ભટ્ટને મન્દિરના અંગના માણસો તરીકે અમુક દામ આપવાનો ઉલ્લેખ થયેલો છે.

ભિન્નમાલનું જગસ્વામીનું જૂનું મન્દિર સૂર્યનારાયણનું હતું. તેના પર આક્રમણો થયાં હતાં. છેવટે ઇ. સ. ૬૪૪ શ્રીમાલ શહેર અને મન્દિર ફરીથી બંધાયા; ઇ. સ. ૮૯૯ માં એ મન્દિરનો જીર્ણોદ્ધાર થયો હતો. ત્યાર પછી તેરમા સૈકામાં થાંભલા ઉપરના લેખો કોતરાયા ચૌદમાં સૈકામાં એ મન્દિરનો અને શહેરનો તદ્દન વિનાશ થયો એ રીતે ભિન્નમાલની ચડતી પડતીના સંગાતી અબોટી બ્રાહ્મણો હતા. ત્યાંના સૂર્યનારાયણ દેવના તે પૂજારી હતા.

ભિન્નમાલમાંથી નાશી આવીને અનેક ન્યાતો ઉત્તર ગુજરાતમાં અને કાઠીયાવાડમાં વસેલી છે. શ્રીમાલી બ્રાહ્મણ, શ્રીમાલી વાણીઆ, *શ્રીમાલી સોની, " સેવક" અને ભોજક નામની જ્ઞાતિ પણ ત્યાંથી* ગુજરાતમાં આવી વસી છે. સેવકો જૈન મન્દિરોમાં પૂજાનું કામ કરતા હતા. સેવક જ્ઞાતિના ઇતિહાસની વાતો પરથી જણાય છે કે તે જ્ઞાતિની જૂદી જૂદી સોળ શાખાઓ હતી. તેમાં ૧ ભિન્નમાલ, ૨ દેવીર ( દીવેર ), ૩ અબોટી, ૪ હીરગોત, ૫ કુવારા, ૬ લલાર, ૭ મહત્રીય, ૮ મુંડીયારા, ૯ સપરવાલા, અને ૧૦ શાંડ, મુખ્ય હતી. આ રીતે દ્વારકાના અબોટી બ્રાહ્મણ શ્રીમાલની અસલી સેવક જ્ઞાતિની શાખા હોવાનું સાબીત થાય છે.

ભોજક અને સેવકનું અસલ નામ " મગ " હતું. મગ બ્રાહ્મણોને પુરાણમાં સૂર્યનારાયણના પુજારી તરીકે વર્ણવવામાં

આવ્યા છે. શ્રીકૃષ્ણના પુત્ર સામ્બને ઋષિના શાપથી શરીર પર થયેલો કોઢનો રોગ ચન્દ્રભાગા નદીને કાંઠે સૂર્યની ઉપાસનાથી મટી ગયાની પુરાણની કથા છે. એ સ્થળે સૂર્યનું મન્દિર સામ્બે બંધાવ્યું હતું; અને તે દેવની પૂજા કરવા મગ બ્રાહ્મણને બોલાવ્યા હતા. મગ બ્રાહ્મણના અગ્રેસર ગર્ગ ઋષિ હતા. અત્યારે દ્વારકામાં પંચનદ તીર્થ પાસે ચન્દ્રભાગા દેવી છે ત્યા ગમલક્ષ્મણના પુરાતની દહેરાં છે તે ખરી રીતે **સામ્બ લક્ષ્મણ**ના દહેરાં છે. સામ્બે એ સ્થળે સૂર્યોપાસના કરી હતી તે બતાવવા મગ બ્રાહ્મણોએ-અબોટી બ્રાહ્મણોએ-એ દહેરા બારમા શતકમા બાધ્યાહશે. દ્વારકાથી શ્રીકૃષ્ણ પ્રભાસ ગયા અને ત્યા યાદવાસ્થળી થઇ. તે પછી વજ્રનાભ સાથે મગ બ્રાહ્મણો મથુરા ગયા હતા ત્યા એ શાકદ્વીપીય બ્રાહ્મણ તરીકે ઓળખાતા હતા.

ઓખામંડળમાં પ્રાસાણવેલ ગામે હાન મગ દહેરા તરીકે ઓળખાતુ પુરાતની ખડેર છે તે સૂર્યનું મન્દિર છે અને મગ લોકો તેની પૂજા કરતા તેથી તેનું નામ મગ દહેરૂ પડેલ છે

આ રીતે દ્વારકાના અબોટી બ્રાહ્મણ ઓખામંડળની વાયેર વસ્તી જેટલો જ જૂનો વાસ ગખનારા છે-એમ સહેલાઇથી અનુમાન થઇ શકે છે અબોટી બ્રાહ્મણમાં સામજી નામ બહુ પ્રસરેલું છે તે સ્વામજીનું અપભ્રંશ નહોતા સામ્બજીનું નવું સ્વરૂપ હોઇ શકે. દ્વારકાના જગતમન્દિર ને સ્થળે અસલી સૂર્યનું મન્દિર જ હતું અને તેની પૂજા મગ-અબોટી-કરતા હોવા જોઇએ. તે સમયથી જગત મન્દિર ઉપર અબોટી બ્રાહ્મણનો હક્ક હશે તે આજ સુધી ધ્વજ ચડાવવાનો હક્ક ચાલુ રહ્યો જણાય છે

## ૩ શ્રીમાળી બ્રાહ્મણ

દ્વારકામાં શ્રીમાલથી ઉતરી આવેલા શ્રીમાળી બ્રાહ્મણોની વસ્તી બહુ ઓછી છે; પરન્તુ તે ગુગળી બ્રાહ્મણના કપાળગોર તરીકે મનાય છ. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ગુગળી બ્રાહ્મણો–આબુ, શ્રીમાલ, અને મારવાડ તરફથી દ્વારકામાં આવેલા છે.

## ૪ શ્રીગોડ બ્રાહ્મણ

દ્વારકામાં શ્રીગોડ બ્રાહ્મણના પાંચ દશ કુટુમ્બ વસે છે. આ કુટુમ્બના મુખ્ય કુટુમ્બને દ્વારકાના અસલી મન્દિર શ્રી ભદ્રકાળી, શ્રી સિદ્ધનાથ અને શ્રી કુશેશ્વરની પૂજાનો હક્ક વંશપરંપરાનો મળેલો છે. તે પરથી જણાય છે કે ગુગળી બ્રાહ્મણો વિષ્ણુની પૂજામાં રચ્યાપચ્યા રહેલા હશે તેથી શિવની અને માતા ભદ્રકાળીની પૂજા કરવાનું કામ પોતે ન રાખતાં શ્રીગોડ બ્રાહ્મણને સોંપ્યું હશે. અગર ગુગળી કરતાં શ્રીગોડ બ્રાહ્મણ વધારે શિક્ષિત હોવાથી એમને એ કામ સોંપાણું હશે. હાલ પણ દ્વારકામાં પુરોહિત કાર્ય કરાવવામાં શ્રીગોડ કુટુમ્બના માણસો પ્રવીણ હોય છે. તે બ્રાહ્મણોને "પંડયા" તરીકે ઓળખવામાં આવે છે તે પરથી એમની અસલી પ્રતિષ્ઠા વિષે અનુમાન થઇ શકે છે.

## ૫ ઔદિચ્ય બ્રાહ્મણ

દ્વારકામાં ઔદિચ્ય બ્રાહ્મણ આગન્તુક છે. દ્વારકા પાસેના બેટ ગામે દેવમન્દિરની પૂજાનો ક્રમ જ્યારે ગોસાઇજીના બાળકોએ નિશ્ચિત રૂપે ઘડી કાઢયો ત્યારે શ્રી લક્ષ્મીજી અને શ્રી સત્યભામાજીના પ્રતિનિધિ તરીકે બ્રહ્મચારીઓ સ્થાપવાનું નક્કી કર્યું એ બ્રહ્મચારીઓની પસંદગી ખરેડી સમવાયના ઔદિચ્ય બ્રાહ્મણોમાંથી

કરવાનું ઠરાવવામા આવ્યુ અને શ્રી દ્વારકાધીશને ગજભોગ ધરાવવાનુ પવિત્ર કામ એ ઔદિચ્ય બ્રાહ્મણને સોપાયુ. એ કામ માટે જામ નગર આદિ સ્થળેથી ખરેડી ઔદિચ્ય કુટુમ્બને બોલાવવામા આવ્યા હતા આજે બેટમા એ મૂળ કુટુમ્બના વશજો વસે છે અને મન્દિરોમા સેવાપૂજાનુ કામ કરે છે કેટલાક મહેતા મુત્સદીનુ કામ પણ કરે છે.

દ્વારકામા ગુગલી બ્રાહ્મણોએ ઔદિચ્ય વૈદ્યશાસ્ત્રી જાદવજી દવેને જામનગરના રાજ્યમાથી બોલાવી પૂજ્ય તરીકે ઇ સ ૧૮૬૦ પછી સ્થાપ્યા હતા તેમના નામ ઉપરથી આજે દ્વારકાની એક શેરીનું નામ પડેલુ છે એ વૈદ્યના કુટુમ્બ સિવાય અન્ય ઔદિચ્ય બ્રાહ્મણનુ કુટુમ્બ દ્વારકામા જૂનો વાસ રાખીને રહેલુ નથી.

## ૬ રાજગોર બ્રાહ્મણ

વાઘેરા વાઢેર રજપૂતના જૂના ગોર તરીકે રાજગોર બ્રાહ્મણના છૂટા છવાયા કુટુમ્બો ઓખામડળના ગામડામા વસેના છે તે સરકારમા બહુજ પછાત પડી ગયા છે—અને તેમને પોતાના અસલી ગૌરવનુ ભાન પણ નથી

## ભાટિયા

દ્વારકા વરવાળા અને બેટ એ ત્રણ ગામમા ભાટિયાની વસ્તી અસલના વખતમા બહુ સારી હતી ભાટિયા પોતાને યદુ વશી ક્ષત્રિય કહેવરાવે છે, તેમનામા વૈશ્યવૃત્તિ બહુ આગળ પડતી હોય છે વેપાર ખેડવામા તેઓ કુશળ હોય છે સાહસિક તેમજ આબરૂવાળા ભાટિયા લોકોએ મુબઇ, અરબસ્તાન, અને આફ્રિકા જઇ ઓગણીસમી સદીમા વેપારના ક્ષેત્રમા બહુ નામના મેળવી હતી.

બેટમાં શ્રી જેરામ આણંદજી અને શ્રી લધા વિશ્રામની પેઢીએ સુરત, મુંબઇ, મસ્કત અને ઝાંઝીબાર સાથે દરિયાઇ વેપારનો સમ્બન્ધ રાખતી હતી. વરવાળા ગામેથી શ્રી ઠાકરસી મૂળજી, તેના ભાઇ શ્રી માવજી મૂળજી દ્વારકાથી વહાણ રસ્તે મુંબઇ પહોંચી ગયા હતા અને ત્યાં જઇ પોતાની સાહસિક વૃત્તિથી અને વેપારની કુનેહથી ધીરે ધીરે મુંબઇના વેપારી મંડળમાં તે આગેવાન બન્યા હતા હાલ શ્રી ઠાકરસી મુળજી એન્ડ સન્સની પેઢી મુંબઇમાં મુંબઇની મિલ માલિકોના મંડળમાં અગ્રેસર તરીકે ભાગ ભજવે છે તે પેઢીની સ્થાપના કરનાર અસલી પુરુષ દ્વારકા પાસેના વરવાળા ગામડાના વતની હતા એ મહાપુરુષના પુત્રો બહુ તેજસ્વી અને પરાક્રમી બન્યા હતા મુંબઇમાં શ્રી દામોદર ઠાકરસી શ્રી ગોવિન્દજી ઠાકરસી અને શ્રી પ્રાગજી ઠાકરસીએ બહુ નામના મેળવી હતી એ કુટુમ્બમાં સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી જેવા બાહોશ નર પાક્યા હતા વીસમી સદીની શરૂઆતની વેપારી પ્રવૃત્તિમાં, ઔદ્યોગિક પ્રવૃત્તિમાં અને રાજકીય ક્ષેત્રમાં સર વિઠ્ઠલદાસે મોટી નામના મેળવી હતી પૂનામાં રહેતા શ્રી ધોંડો કેશવ કર્વેને હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટી કાઢવા માટે પોતાના માતુશ્રી નાથી બાઇનું નામ અમર કરવા સર વિઠ્ઠલદાસ દા ઠાકરસીએ પન્દર લાખ જેવડી મોટી રકમની સખાવત કરી હતી નાસિકની કૉલેજ જેમના નામથી ઓળખાય છે તે શ્રી હંસરાજ પ્રાગજી ઠાકરસી આ કુટુમ્બના નબીરા હતા અમદાવાદી હંસરાજ પ્રાગજી હૉલ, મુમ્બઇની શ્રી હંસરાજ પ્રાગજી કન્યા હાઇસ્કૂલ, અને યુનિવર્સિટી સાથે સમ્બન્ધ ધરાવતી કેટલીક હંસરાજ પ્રાગજીના નામની શિષ્યવૃત્તિઓ આ ગૃહસ્થની સખાવતને આભારી છે મુમ્બઇમાં સુન્દરબાઇ હૉલ બહુ જાણીતો છે તે શ્રીમતી સુન્દરબાઇ હંસરાજ પ્રાગજી

આ કુટુમ્બને ઉજ્વલ કરે છે. પૂનાની પર્ણકુટીમાં રહી અનેક પ્રકારની દેશસેવા કરનાર લેડી પ્રેમલીલા વિ. ઠાકરસી, કાપડની મિલ માલિકના મંડળમાં સરકાર માન્ય પ્રજા માન્ય તરીકે ઓળખાતા શેઠ શ્રી કૃષ્ણરાજ સા. દા. ઠાકરસી, અને ક્રિકેટના મેદાન ઉપર સમસ્ત હિન્દના ખેલાડીઓમાં પંકાતા ખેલાડી શ્રી વિજય મર્ચન્ટ આજે પણ શ્રી ઠાકરસી મૂળજીના કુટુમ્બના ઘરેણા જેવા ગણાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદને મુંબઇમાં પહેલું આમંત્રણ આપનાર ઇતિહાસ પ્રિય, કલાપ્રિય અને સાહિત્ય વિલાસી શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી વરવાળાના ભાટિયા ગૃહસ્થ હતા. વરવાળા દ્વારકાથી ચાર માઇલ છેટે આવેલું ગામડું છે. ત્યાં બાગબગીચા સારા છે. એ ગામમાં ભાટિયા લોકો પોતાનો અસલી વાસ રાખતા હતા. પણ જ્યારથી મુંબઇ બેટનો વિકાસ થવા લાગ્યો ત્યારથી એ લોકો ગામડાં ખાલી કરી મુંબઇ તરફ જવા લાગ્યા હતા. મુંબઇમાં પૈસો કમાઇ પોતાના દેશમાં એ લોકો સારી સખાવતો કરતા આવ્યા છે. આજે વરવાળામાં શેઠ મેઘજી ગોવિન્દનો બગીચો, શેઠ ઠાકરસી મૂળજીની ધર્મશાળા અને સદાવ્રત, શેઠ ગોકલદાસ કોરજીનું દવાખાનું, શેઠ સુન્દરદાસ નારાયણદાસ સોલિસીટરનો નારાયણ બાગ, શેઠ રતનબાઇ ચૅરિટીઝનુ દવાખાનું અને સદાવ્રત, શેઠશ્રી મોરારજી વેલજીની ગૌશાળા, શેઠ માધવજી ઠાકરસી દવાખાનું, ન્હાવા ધોવા માટેના ઘેલાકુંડ, અને વિશ્રામકુંડ-વગેરે જુદા જુદા પ્રકારની સખાવતોની સંસ્થા જાણીતી છે. મુંબઇમાં વૈષ્ણવ ધર્મની પ્રગતિમાં આગેવાની ભરેલો ભાગ લેનાર શેઠ દેવીદાસ માધવજીના વડવાઓ પણ વરવાળેથી જ મુંબઇ જઇ વસ્યા હતા. દ્વારકાના ભાટિયા શેઠ રામજી લક્ષ્મીદાસ, અને શેઠ લધુ કાળાએ પણ મુંબઇમાં સારી નામના મેળવી હતી.

આ ભાટિયા કોમે ( દ્વારકા, વરવાળા, અને બેટ ) પોતાના અસલી ગામને હવે તો તદ્દન વિસારી જ મૂક્યાં છે, પેઢી ઉતાર મુંબઈનો વાસ થવાથી તેમને ગામડાંનો વાસ ગમતો નથી. હાલ દ્વારકામાં અને ઇતર ઠેકાણે ભાટિયાની વસ્તી બીલકુલ નજીવી રહેલી છે.

## લોહાણા

ઓખામંડળ વિભાગમાં એ વિચિત્રતા છે કે ગુજરાતમાં વેપાર વૃત્તિ માટે પંકાયેલી વાણીઆ કોમ અને ખેતીના કામ માટે પંકાયેલી કણબીની કોમ–દ્વારકા અને તેની આસપાસના ગામડામાં બીલકુલ વસી શકી નથી. તેનું કારણ એ જણાય છે કે આ દેશ બહુ વેરાન અને રસકસ વગરનો હોવાથી કોઇ સાચા વેપારી વાણીઆને કે સાચા ખેડુત કણબીને અહીં વાસ રાખવાનું ગમ્યું નહિ હોય. આ દેશમાં વેપાર ખેડનાર લોહાણા કોમ છે; અને જુના વખતમાં ખેતીનું કામ કરનાર પણ લોહાણા કોમ હતી. એ લોહાણા મહેનતુ, ઉંચા પ્રકારની સામાન્ય સમજવાળા, કરકસરીઆ અને વખત વિચારીને વર્તન રાખનારા જણાય છે. અસલના સમયમાં એ કોમની મોટી વસ્તી આ વિભાગમાં હતી. પણ સિન્ધ અને કચ્છ તરફથી ઇસ્લામ ધર્મના ઉપદેશકોએ ઘણા લોહાણાને મેમણ બનાવી ઇસ્લામ ધર્મની દીક્ષા આપી હતી. તે દિવસથી ગામડામાં ખેતીનો ધન્ધો કરનારામાં મેમણ લોકો આગળ પડતો ભાગ લેવા લાગ્યા છે. હજુ પણ કલ્યાણપુર, ધીણકી, પ્રાસણવેલ અને દ્વારકા ગામે ઘણા લોહાણા ખેડુતો વસે છે. લોહાણા જ્ઞાતિમાં સાહસવૃત્તિ ભાટિયા જ્ઞાતિ જેટલી હોતી નથી; છતાં બીજી અનેક બાબતમાં લોહાણા વેપારી ભાટિયા કોમને અનુસરે છે. દ્વારકામાં નગરશેઠ લોહાણા જ્ઞાતિના જ હોય છે. લોહાણા મોટે ભાગે ભાટિયાની

પેઠે વલ્લભી સંપ્રદાયનો વૈષ્ણવ ધર્મ પાળે છે. એ જ્ઞાતિની એક ખાસિયત એ હોય છે કે તે સંજોગને અનુકૂળ વૃત્તિ ઝટ પકડી લે છે. લોહાણા કોમમાં મજુરી કરી પેટ ભરવામાં નાનમ મનાતી નથી; બળદનું ગાડું હાંકવામાં હલકાઇ મનાતી નથી. તેથી દ્વારકાના લોહાણામાં આજે, શિક્ષક, વકીલ, ડોકટર, વૈદ્ય, મુનીમ, કારકુન, મોટર હાંકનાર, ફેરીઓ, દુકાનદાર, વેપારી, વહાણવટું કરનાર, અને શરાફ એકથી વધારે મળી રહે છે.

આ જ્ઞાતિના શ્રીમંત લોકો ભાટિયા ગૃહસ્થ જેટલી મોટી સખાવતો કરવા માટે પંકાયેલા નથી, છતાં બધા મળીને બહુ સારી સખાવતી સંસ્થાઓ લોહાણા કોમ ઠેકાણે ઠેકાણે ચલાવે છે. દ્વારકામાં લોહાણા બોર્ડિંગ હાઉસ–ધણી ધીકતી સંસ્થા છે. એ કોમના ધણા વિદ્યાર્થીઓએ સંસ્થાના આશ્રયથી ભણી ગણી મોટી પદવીએ પહોંચ્યાના દાખલા સમાજમાં મોજુદ છે.

દ્વારકામાંથી બહાર જઇ વેપારી તરીકે રંગુન, અકયાબ, મસ્કત, આફ્રિકા, મુંબઇ, પૂના, કટક, બાલાસોર અને કરાંચીમાં જઇ વસેલા ધણા લોહાણા કુટુંબો છે.



## ગ્રીષ્મનિવાસ તરીકે દ્વારકા

### દ્વારકાની આસપાસની સંસ્કારભૂમિ

દ્વારકા એ યાત્રાનું મથક છે એ વાત તો જગમશહૂર છે; પરન્તુ ગુજરાત કાઠીઆવાડના ધમધમતા ઉનાળાની ગરમ હવામાંથી અને જેની લૂના સપાટામાંથી બચવા માટે ગુજરાત કાઠીઆવાડના ધનાઢ્ય લોકો હવા ખાવાને જૂદે જૂદે સ્થળે મોટાં ખર્ચ વેઠીને જઈ વસે છે, તેમને હવે ધીરે ધીરે ખબર પડવા લાગી છે કે કાઠીઆ-વાડને પશ્ચિમ કાંઠે સમુદ્રની ઠંડી અને સુખકર હવાવાળું ગ્રીષ્મ-નિવાસ માટે ઉત્તમ અને સોંઘું સ્થળ કોઈ હોય તો તે દ્વારકા છે.

દ્વારકા એ વડોદરા રાજ્યની લોકહિતની નીષ્ઠાવાળી રાજ-નીતિવાળા અમલ નીચે છે. મેલટ્રેન દ્વારા મુંબઈથી ૨૮ કલાકમાં, સુરતથી ૨૦ કલાકમાં, અમદાવાદથી ૧૪ કલાકમાં, અને મહેસાણાથી ૧૮ કલાકમાં દ્વારકા જઈ શકાય છે. મુંબઈથી નીકળતી "કાઠિઆવાડ એક્સપ્રેસ"ના નામથી ઓળખાતી સગવડવાળી ટ્રેનનો પણ સીધો સંબંધ દ્વારકા સાથે છે.

દ્વારકામાં ગ્રીષ્મનિવાસ રાખવા ઇચ્છતો માણસ ધારે તો અઠવાડિયાના બે દિવસ "એરોપ્લેન સર્વિસ"નો–હવાઈજહાજનો–પણ લાભ લઈ શકે છે. એટલે ધંધામાં બહુ ગુંચવાયેલા ગૃહસ્થો પોતાના મથકથી દૂર જવા ન ઇચ્છતા હોય તેમને માટે પણ દ્વારકા

દૂર ગણાય નહિ કારણ કે ફક્ત ચાર કલાકમા બીજા વર્ગના રેલ્વેના દર જેટલા ખર્ચથી જ દ્વારકાથી દ્વારાજહાજ દ્વારા મુંબઇ પહોંચી શકાય છે એ રીતે માથેરાન અને મહાબળેશ્વર કરતા પણ દ્વારકા નજીકનું સ્થળ ગણાય, અને આબુની ટેકરી કરતા તો ઘણુંજ નજીક ગણાય.

દ્વારકા એ ગુજરાતી પ્રજાના જીવનને બંધબેસતું હવા ખાવાનું સ્થળ છે. હવા ખાવાના બીજાં સ્થળોમાં જે ધાંધલ હોય છે, સુખસગવડના સાધનોનો જે અભાવ હોય છે, જે મોંઘારત હોય છે, અને જીવનનુ જે અસ્વાભાવિકપણું જણાય છે-તે પૈકી દ્વારકામા કંઇપણ હોતુ નથી. બલ્કે હવા ખાવાને ફ઼ુંગરો ઉપર જતી વેળા ઘરના વૃદ્ધ વડીલજનોને એકલાં મૂકી જવાં પડે છે; તેને બદલે દ્વારકામા ગ્રીષ્મનિવાસ રાખનારને એ સગવડ મળે છે કે પોતાની સાથે વૃદ્ધ વડિલજનોને પણ લઇ જઇ શકાય છે. કારણ કે દ્વારકામાં વૃદ્ધજનો માટે પણ બહુ યોગ્ય વાતાવરણ મળી રહે છે. એ રીતે ગ્રીષ્મનિવાસ માટે દ્વારકા એ ગુજરાતનું ઉત્તમ સ્થળ ગણી શકાય.

અરબી સમુદ્રમાં છેક સુધી લબાયેલા જમીનના છેડા ઉપર દ્વારકા વસેલું હોવાથી તે લગભગ ત્રણે દિશાએથી ભવ્ય મહાસાગરના વિસ્તૃત પટથી ઘેરાયેલું છે. દ્વારકાનો મહાસાગર એટલે મુંબઇનો ચોપાટીનો ખાડો સમજવાનો નથી; દ્વારકાનો મહાસાગર એ કંઇ દહાણું દમણુ કે ધોધા બદરની ખાડી નથી. સાગરની ઉપમા સાગર જ હોય તે પ્રત્યક્ષ સમજવું હોય તો દ્વારકાના ભવ્ય રેતાળ કિનારા ઉપર બેસી સધ્યાના આકાશનુ પ્રતિબિંબ પાડતા મહાસાગરના અનંત આંગણાનુ દર્શન કરવુ જોઇએ. બિરિનગરો ઉપર Sun-set-points-ઉપરથી સૂર્યાસ્તની જે લીલા આંખને

રંજન આપે છે તેના કરતાં અનેકધા વધારે આનંદ દ્વારકાના મહાસાગરની ક્ષિતિજ ઉપર આથમતા સૂર્યના બહુરૂપીના વેશની પેઠે રોજ બદલાતાં દર્શનથી પ્રાપ્ત થાય છે.

બાળબચ્ચાંને નાચવા કૂદવા માટે જે વિશાળ રેતાળ કાંઠો દ્વારકામાં છે–એવો કિનારો ગુજરાતમાં બીજું કોઇ બંદર આપી શકે તેમ નથી. દ્વારકાના રેતાળ કિનાર પર આબાલવૃદ્ધ વસતિ ઉનાળામાં સાંજે સાંજે મેળા જમાવી બેઠી હોય છે. વિલાસીઓને ત્યાંની સૃષ્ટિલીલા ખૂબજ અનુકૂળતા આપે છે. સમુદ્રના તરંગોની સેનાના દર્શનથી અભ્યાસીઓના વિચારના તરંગમાં જોમ, પ્રકાશ અને વિશુદ્ધિ આવે છે; શ્રદ્ધાવાન ભક્ત હૃદયો ઘણીવાર પોતાના પ્રભુનો સાક્ષાત્કાર આ સ્થળે અનુભવી શકે છે. જગતની ધડમથલમાં ઘેરાઇ ગયેલા માણસો ક્ષણો સુધી મહાસાગરની લીલાથી આધિ અને ઉપાધિને વિસરી જઇ મનને હળવું ફૂલ જેવું બની ગયેલું અનુભવે છે.

દ્વારકામાં Beaoh–રેતાળ કિનારા ઉપરાંત મુંબઇના ચોપાટીના રસ્તાનો ખ્યાલ આપે તેવો સંસ્કારીજનોથી વસેલો સુંદર ફરવા જવાનો માર્ગ દ્વારકાના સંસ્કારીજનોએ ઘણા વખતથી યોજેલો છે. તે માર્ગે અર્ધો કલાક-ફરવા જવાની મોજ આવાં સ્થળમાં તો અદ્વિતીય થઇ પડે છે.

શંખલા વીણવા, દરિયાઇ વનસ્પતિની વિચિત્ર જાતોનો સંગ્રહ કરવો, દરિયાઇ જીવડાંના જીવનક્રમનું નિરીક્ષણ કરવું, ખડકોની રચના અને યોજના તપાસવી, રેતાળ પ્રદેશની વનસ્પતિનો અભ્યાસ કરવો, કાંટાવાળા થોરના ઝાડોની ઝાડીમાં નિષ્પ્રયોજન ટેલવું, અને ઓખામંડળના વાઘેર, ચારણ, રબારી, અને ગુગળી જ્ઞાતિ

જેવી-વીરલ ન્યાતના લોકોના સમ્પર્ક સાધી તેમના જીવનમાંથી મનુષ્યવિદ્યાનો સાર સારવવો-એ બધું દ્વારકામાં ગ્રીષ્મનિવાસ રાખનાર બુદ્ધિમાન માણસ માણી શકે છે.

એ ઉપરાંત હિન્દુઓ માટે તો અમૂલ્ય ગણાતી ધાર્મિક ભાવની તુષ્ટિ આ સ્થળે સાંપડે છે. શાંકર મતના અનુયાયીઓને શ્રી શારદા પીઠનું સ્થળ આકર્ષે છે; શ્રી વલ્લભી સમ્પ્રદાયના વૈષ્ણવોને દ્વારકામાં અનેક પ્રસાદી સ્થળોના દર્શન કૃતકૃત્ય બનાવે છે; જૈન મતાનુયાયીઓ માટે દ્વારકા પાસેના વસઇ ગામડાંના જૈન મન્દિરના જૂના ખડેરો મનનું થોડુંક આકર્ષણ છે. ઇસ્લામ ભાઇઓ માટે બેટના હાજી કરમાણી પીરની દરગાહ, આરાભડાના પંજા પીરની દરગાહો, અને ગોરીંજાની આશાબા પીરની દરગાહ મુલાકાત લેવા યોગ્ય સ્થળો ગણાય છે.

ઇતિહાસ, સ્થાપત્ય, મૂર્તિવિધાન, શિલાલેખ, ખાંભીઓ, પાળીઆ, અને લોકકથા-જેવી પુરાતત્ત્વની સામગ્રીમાં રસ લેનારા માટે દ્વારકામાં વિસ્તૃત વાનીઓ પીરસાયેલી છે. મહાભારત, વિષ્ણુ પુરાણ, હરિવંશ, ભાગવત પુરાણ, અને સ્કન્દ પુરાણના પ્રભાસ ખંડની કથાઓના પ્રસંગના તાળા આ સ્થળે મેળવી શકાય છે. નરસિંહ મહેતા, મીરાંબાઇ, ઇસર બારોટ, જેવા ભક્તનાં સમ્ભારણા આ ભૂમિ સાથે જડેલાં છે, વાઘેરોના ઇતિહાસના અણઉકેલ કોયડા ઇતિહાસ દૃષ્ટિવાળા મેમાનોની વાટ જોતા દ્વારકામાં ઊભા છે. જગતમન્દિર અને દ્વારકાની આસપાસના ગામડાંના ખંડેર મન્દિરો, જૂના સ્થાપત્યના વિશાળ પુસ્તક જેવાં અહિં મોજુદ છે. શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજીનો “ સિન્ધુસદન ” નામનો બંગલો સ્થાપત્યની ભાષામાં લખાયેલો મૂર્તિમન્ત હિંદુસ્તાનના ઇતિહાસનો ગ્રન્થ બની સમુદ્ર તટ પર ખડો રહેલો છે.

સૂર્ય નારાયણની અસલી મૂર્તિના અવશેષોથી માંડી અનેક પ્રકાર દર્શાવતી દેવદેવીઓ સુધીની મૂર્તિઓના પ્રત્યક્ષ નમૂનાનું સંગ્રહ-સ્થાન બેટ દ્વારકાની ભૂમિમાં ઘણા કાળથી અનાવલોકિત સ્થિતિમાં પડેલું છે. શિલાલેખો, વિવિધ પ્રકારના પાળીઆ, Dolmen પુરાતની માંડવા ઘાટના મન્દિર અને પત્થરની મોટી ઘાણી જેવી કુંડીઓ દ્વારકાની આસપાસ ઘણે સ્થળે છે. હજુ લોક-કથાના વ્હેણ ગામડાંમાંથી સૂકાઇ નથી ગયાં. માર્ગી બાવાઓનાં ભજનો, રબારીનાં અતિ પુરાતની ગીતો, અને વૈષ્ણવ સમ્પ્રદાયના સમય સમયના કીર્તનો સાંભળવાં હોય તો દ્વારકામાં સ્થિર ચિત્તે વસવું જોઇએ.

ગ્રીષ્મનિવાસ માટે દ્વારકામાં આવી વસેલા વેપારી સજ્જને પણ અનેક પ્રકારનો ખોરાક મળી રહે તેમ છે. સીમેન્ટ ફેકટરી મીઠાપુરમાં આવેલ તાતા કેમિકલ્સનું કારખાનું, ઓખાપોર્ટ, બર્મા શેલની કોઠી, શંખ અને કોડીની પેદાશ, માછલીઓ-શાર્ક અને વ્હેલ-પત્થરની ખાણો, ગેરૂ અને ચીરોડીની પેદાશ, માટીના નમૂના, દવા માટે વપરાતી વનસ્પતિ વગેરે ઘણી ચીજો એવી છે કે જે ગ્રીષ્મ નિવાસીઓનું વખતકાઢણું બની શકે.

ઉનાળામાં દ્વારકા એટલે જલમન્દિર; પાણીના હોજ ભરાવ્યા વગર હોજ વચ્ચે બેઠા હોઇએ તેવો આનન્દ અહિં ઉનાળામાં મળે છે; પાણીના કૃત્રિમ ફૂવારા ઉડાડ્યા વગર ફૂવારાની કણથી શીત અનેરી ઠંડી હવાનો લ્હાવો અહિં લઇ શકાય છે; ખસની ટટ્ટીઓ બાંધ્યા વગર બારી બારણેથી ઓઝોનથી નીતરતો; જીવન કણથી ખીચો ખીચ ભરેલો વાયુ અહિ મળી શકે છે; જે ઓઝોન પૈસા ખર્ચીને પણ હૉસ્પિટલમાં ડોક્ટરો પાસેથી લઇ શકાતો નથી તે

ઓઝોનવાળી હવા દ્વારકામાં વગરપૈસે મળે છે. દ્વારકામાં વીજળીના પંખાની જરૂર પડતી નથી; હાથના પંખા પણ દ્વારકામાં જરૂરના નથી. પરસેવાથી કપડાં ભીંજાઇ જાય—એ સ્થિતિ દ્વારકામાં હવાશીર મકાનોમાં જવલ્લે જ બને છે. આઇસ્ક્રીમ અને બરફ વાપરી વાપરી કૃત્રીમ ઠંડક મ્હાણવાના ફાંફાં મારવાની જરૂર દ્વારકામાં ઊભી થતી નથી. ભર ઊનાળે, ખરે બપોરે—છત્રી વગર દ્વારકામાં હરીફરી શકાય છે. દ્વારકાની હવાનું ઉષ્ણતામાન ઉનાળામાં ઘણું જ ઓછું હોય છે તે વાત બહુ થોડા માણસો જાણે છે. નીચેનો કોઠો દ્વારકાને ઉત્તમ ગ્રીષ્મ નિવાસ ઠરાવી શકે તેમ છે.

| સ્થળ | મે મહિનામાં ઉંચામાં ઉંચું ઉષ્ણતામાન અંશ | નીચામાં નીચું ઉષ્ણતામાન |
|---|---|---|
| મહાબળેશ્વર | ૮૭ | ૬૫ |
| દાર્જીલીંગ | ૬૩ | ૫૩ |
| ડેરાડૂન | ૯૯ | ૭૩ |
| મસુરી | ૭૯ | ૬૨ |
| મરી | ૬૭ | ૪૮ |
| ઉટાકામંડ | ૭૦ | ૫૫ |
| બેંગલોર | ૮૮ | ૬૬ |
| શ્રીનગર | ૭૧ | ૪૭ |
| પૂના | ૧૦૨ | ૭૫ |
| આબુ | ૮૯ | ૭૪ |
| દ્વારકા | ૮૬ | ૭૮ |

આ કોઠાના આંકડાપરથી સમજી શકાય છે કે યૂરોપીયન લોકોએ પોતા માટે હવા ખાવાના ઠેકાણા બનાવ્યાં છે તે ઉપરાંત

બીજાં સ્થળો પણ હવા ખાવા માટે ગુજરાતમાં છે જ. માણસોને આ નવા યુગમાં નવી દષ્ટિ મળી છે–તે દૃષ્ટિનો ઉપયોગ કરીએ તો જરૂર જણાશે કે દ્વારકા એ ઘણી સારી રીતે હવા ખાવાનું સ્થળ બની શકે તેવું છે.

દ્વારકા માટે હમણા આકર્ષણ વધતું જાય છે; ઘણા વેપારીઓ મુમ્બઈથી માથેરાન ન જતાં દ્વારકા–વરવાળામાં ઉનાળો ગાળવાનું પસન્દ કરે છે. રજપુતાનાના એક બે રાજા રજવાડાએ દર વરસે ઉનાળામાં માઉન્ટ આબુએ જવાનું તજી દઈ દ્વારકામાં આવી વસવાનું નક્કી કરેલું છે–એટલું જ નહિ પરન્તુ રજવાડા પૈકી કેટલાક પોતાના અંગત બંગલા–મહેલ પણ દ્વારકામાં બન્ધાવવાની યોજના કરી રહ્યા છે. કાઠીઆવાડના નામીચા મોરબી રાજ્યે દ્વારકાના ચોપાટી રૂપ ગણાતા રસ્તા ઉપર ગ્રીષ્મનિવાસ માટે ભવ્ય " મોરબી હાઉસ " નામનો મહેલ બન્ધાવ્યો છે.

દ્વારકામાં ગ્રીષ્મનિવાસ માટે આવી વસેલા માણસો ધારે તો રોજ નવે નવે સ્થળે જવાનું આનન્દ પર્યટન યોજી શકે તેવી દૃષ્ટિથી થોડાક પર્યટનના સ્થાનો અત્રે બતાવવામાં આવ્યા છે. તેમાં આપેલી હકીકત કેવળ માર્ગદર્શક છે.

## પર્યટનો

### ૧ દ્વારકાથી નાગેશ્વર અને ગોપીતળાવ—

દ્વારકાથી નીકળી એક માઇલને અન્તરે રાણેશ્વર મહાદેવના મન્દિરે થઇ ત્યાં જૂના યોગીની ગુફા જોઇ દ્વારકાથી ૭ માઇલ પર આવેલ ધ્રાસણવેલ ગામે પ્રવાસી જઇ પહોંચે છે. ત્યાં આઠમા સૈકાનું જૂનુ ખંડેર મન્દિર, અને મગ લોકોનું ( પારસી બ્રાહ્મણ ) મનાતું જૂનુ સૂર્યમન્દિર જોવાં જેવાં છે. ત્યાંથી ત્રણ માઇલ આગળ

જતાં નાગનાથનું જ્યોતિર્લિંગ મનાતું શિવમન્દિર આવે છે. ત્યાં ભીમગજા નામનું વિશાળ તળાવ આવેલું છે. ત્યાંથી ત્રણ માઇલને અંતરે ગોપીતળાવ નામનું યાત્રાનું સ્થળ આવે છે. અહિં ગોપી-ચન્દનની દુકાનો છે. શ્રી મહાપ્રભુજીની બેઠક છે. ગોપીતળાવથી એક માઇલ ઉપર લુણાઈ માતાનું પુરાતની દેવાલય છે.

## ૨ દ્વારકાથી વસઇ.

દ્વારકાથી નીકળી રસ્તાની જમણી બાજુએ એક માઇલ ઉપર જાલડી નામનો શ્રી શંકરાચાર્યનો બગીચો આવે છે; ત્યાં પુરાતન કાળમાં પુરાણ પ્રસિદ્ધ જ્વાલેશ્વર નામના મહાદેવનું મન્દિર હતું. તેના ખંડેર જોઇ શકાય છે.

જાલડીથી બે માઇલ આગળ જતાં સુવાણતીર્થનું તળાવ અને અસલી સૂર્યનારાયણનું મન્દિર આવે છે. ત્યાં જૂના સમયનો સાત અશ્વવાળો સૂર્યનો પત્થરનો રથ ખંડિત સ્થિતિમાં મન્દિરની બહાર પડેલો છે. મન્દિરની અંદર વાડામાં સૂર્યનારાયણની જૂની મૂર્તિ ખંડિત સ્થિતિમાં પડેલી છે. માથાપર કિરીટ, હાથમાં કમળ, અને પગમાં મોજા જેવા જોડા–સ્પષ્ટ રીતે આ મૂર્તિમાં જોઇ શકાય છે. દહેરાંની રચના જૂદાજ પ્રકારની છે. પશ્ચિમ હિન્દુસ્તાનમાં દશમા શતકમાં બ્રાહ્મણી દહેરાં બંધાવા લાગ્યાં. તેની પહેલાંની આ કારીગીરી છે.

ત્યાંથી આગળ જતાં ગોધાદિત્યના દહેરાં ટેકરા પર દેખાય છે. તે ગુહાદિત્યના સમયના છે; ત્યાં પત્થરની મોટી અદ્વિતીય પાણી જેવી કુંડી, પુરાણયુગના સૂર્યના દહેરાં, પત્થર ઉપર જનાવરના શરીરનો છાપ પડેલી હોય તેવા પત્થરાના હમલા, અને મચ્છકુંડની રાખનો ઢગલો–ધ્યાન ખેંચે તેવી ચીજો છે.

દ્વારકાથી બરાબર ૭ માઇલ ઉપર વસઇ ગામ આવે છે; એ કનકસેન ચાવડાએ વસાવેલી જૂની કનકાવતીનું સ્થાન છે. ત્યાં જૈન મન્દિરના અસલી ખંડેર છે, જેમા મૂર્તિઓની ગુફા, શિલ્પના જૂના નમૂના, ઘુમ્મટનું નમૂનેદાર કમળ જેવા જેવાં છે. વસઇના બીજા ભાગમા બ્રાહ્મણ ધર્મનુ દેવીનું અને મહાદેવનું પુરાતની મન્દિર છે તેમા સભામંડપના સ્તંભોનું કામ અને મન્દિરના પ્રવેશદ્વાર ઉપર ગણપતિને સ્થાને નવગ્રહની મૂર્તિઓવાળી પટ્ટી ધ્યાન ખેંચે છે.

અહિં જામનગરના રાજાના પુત્ર તમાચી વાઘેરોને આશરે લાબો વખત રહ્યા હતા. હાલના વાઘેરના ઘરનો નમૂનો તેમજ રબારીના કુબાનો નમૂનો અહિ જોઇ શકાય છે

## ૩ દ્વારકાથી આરંભડા

(૧) દ્વારકાથી એક માઇલ દૂર રુક્મિણીનુ અસલી મન્દિર, (૨) રૂપેણ બન્દર; આ નામ મહાભારતની રૂક્મિણીહરણની કથામા નમુદ થયેલી રૌપીણી નદીના નામ ઉપરથી પડેલુ છે, (૩) વરવાળા ગામ બાગબગીચાવાળું મનોરમ્ય લાગે છે મુમ્બઇના કેટલાક શ્રીમન્ત ભાટિયા કુટુમ્બના અસલી વડિલોની આ જન્મભૂમિ છે (૪) મીઠાપુર-તાતા કેમિકલ્સનું કારખાનુ, તદ્દન નવી રચનાવાળુ શહેર-(૫) સુરજકરાડી-આ ગામે એક ગોઝારો વડ છે, ત્યાં ગુન્હેગાર વાઘેરોને ફાંસીએ લટકાવ્યા હતા; (૬) આરંભડા વાઢેર રજપૂતોનું રાજસ્થાન અહિ. ગિરનારીબાવાનુ મન્દિર, પટેલની વાવ પાસેનુ અસલી પુરાતત્ત્વનો નમૂનો બતાવતું મન્દિર, પચ્ચાસ ફૂટ લાંબી પાંચ પંજાપીરની દરગાહ, જોવા લાયક છે. અહિ અમદાવાદના છેલ્લા સુબા મુજફરશાહને અહિના રાજાએ આશ્રય આપી અકબરના

માણસોની કફા નજર વહોરી લીધી હતી; અને તેણે મેમાનના રક્ષણ વાસ્તે પોતે પ્રાણ અર્પ્યાં હતા.

### ૪ દ્વારકાથી ચરણગંગા. (ટુપણી)

દ્વારકાથી ધોળા તળાવ, ત્યાંથી ચોટીલાની ટેકરી ઉપરનું ચાવડા રાજાની કુલદેવીનું જૂનું ખંડેર સ્થિતિમા મન્દિર આવે છે, ત્યાંથી મૂળ ગોમતા જવાય છે. અહિં ગોંસાઇજીની બેઠક છે, ત્યાથી મૂળવાસર ગામે જવાય છે; એ ગામને પાદરે જૂનાં ચાવડા પાદર ગામના ખંડેર નજરે પડે છે, એ ગામનું વિશાળ તળાવ જોવા જેવું છે, તે તળાવ ખોદાવતા રૂદ્રસેન ક્ષત્રપ રાજાના કાળમા કોતરાયેલો શિલાલેખ મળેલો છે. મૂળવાસરથી ટુપણી ગામે જવાય છે. ત્યાં ખારા પાણીના રણને કાંઠે મીઠા પાણીથી ઉભરાતો કૂવો છે. તેને ચરણગંગાનું નામ આપવામા આવ્યું છે. આ ગામે આહેર લોકોની વસ્તી છે.

### ૫ દ્વારકાથી પ્રેવાડ થઇ મઢી અને કુરંગા

આ પર્યટનમા પહેલા બરડીઆ ગામ આવે છે, ત્યા રબારી લોકોના નમૂનેદાર કૂબા જોવા જેવા હોય છે, વાછુ ગામે થઇ ગોરીંજા જતા ગુજરાત સમસ્તમા જૂનામા જૂનો કિલ્લો જોવાનો મળે છે; ત્યા આશાના પીરની મોટી દરગાહ જોવા યોગ્ય છે, ત્યાથી પ્રેવાડ જવાય છે. પ્રેવાડમા કાળકામાતાનું દેવળ અસલી સ્થાપત્યનો નમૂનો છે, તેથી થોડેક દૂર ભીમવાવના અવશેષો પડેલા છે તે ગામથી આમળ જતા મઢી ગામ આવે છે ત્યા ઉદયનારાયણનું જૂનું મંદિર છે; મઢી છોડી કુરંગા સુધી ખુલ્લું મેદાન છે. ત્યા કુરંગોનો (હરણનો) વાસ ઘણો હોવાથી એ જગ્યાએ વસેલા ગામનું કુરંગા નામ પાડવામા આવ્યુ છે, સ્કન્દપુરાણના દ્વારકા મહાત્મ્યમાં

વર્ણવેલું મુક્તાસર તીર્થ અહીં છે. બાજુના ટેકરાઓમાં ચીરોડીના પત્થરાની ખાણુ છે.

## ૬ દ્વારકાથી ચન્દ્રભાગા

આ પર્યટન નાનું પણ રસમય થઇ પડે તેવું છે. શ્રી વલ્લભાચાર્યની બેઠક, સામ્બ લક્ષ્મણાના અસલી દેવળ, અને ચન્દ્રભાગાનું પુરાતન મન્દિર જોવા જેવાં છે.

## ૭ દ્વારકાથી લાડવા

દ્વારકા મહાત્મ્યમાં દર્શાવેલું માયાસર અને ગોલ્પા તલાવ આ લાડવાને ટીંબે જતાં આવે છે. ટીંબા ઉપર વાઘેર સરદારનો જૂનો કિલ્લો નજરે પડે છે. હાલ બેટના મન્દિરમાં બિરાજતું શ્રી દ્વારકાનાથનું સ્વરૂપ આ ટીંબા ઉપરથી પ્રકટ થયેલું હતું.

## ૮ દ્વારકાથી પીંડારા

દ્વારકાથી મોટર ગાડીનો ઉપયોગ કરી પિંડતારક તીર્થ ઉપર જઇ શકાય છે. તે સ્થળે પુરષોત્તમરાયજીનું પુરાતન મન્દિર છે યાદવ કુળના બાળકોએ રમતમાં લોઢાંના પિંડ વાપરી ઋષિનો શાપ વહોર્યાનું આ સ્થળ ગણાય છે. અહિં ખારા પાણીનો કુંડ છે તેમાં ચોખાના પિંડ પધરાવતાં બૂડતા નથી પણ કદિ બૂડે તો થોડા સમયમાં પાણી ઉપર તરી આવે છે. અહિં પિતૃશ્રાદ્ધ કરવાનું મહાત્મ્ય છે.





કાઠીઆવાડના પશ્ચિમ છેડે આવેલા ઓખા બન્દરના ફુરજા પર ઊભેલી આગબોટો

પ્રકરણ ૧૩ મું

## બેટ શંખોદ્ધાર

દ્વારકાથી બેટ શંખોદ્ધાર જવા માટે બે રસ્તા છે; આગ-ગાડી મારફત ઓખા પોર્ટ સુધી જઇ શકાય છે અને ત્યાંથી ત્રણ માઇલની દરિયાની ખાડી મછવા મારફત ઓળંગી બેટમાં જઇ શકાય છે. એ રસ્તે તાતા કેમિકલ્સ કમ્પનીનું રાસાયનિક પદાર્થો બનાવવાનું મોટું કારખાનું વચ્ચે આવે છે. તેના જેવું બીજું કારખાનું હજુ હિન્દુસ્તાનમાં બંધાયું નથી. વળી ઓખાપોર્ટ પણ પશ્ચિમ હિન્દુસ્તાનનું મોટું બન્દર ગણાય છે તે પણ જોવા જેવું છે.

દ્વારકાથી ગોપી તળાવ મોટર ગાડી મારફત જઇ ત્યાંથી મછવા મારફત છ માઇલની દરિયાઇ ખાડી ઓળંગી બેટ પહોંચવાનું કેટલાક લોકો પસન્દ કરે છે. કારણ કે ગોપી તળાવની યાત્રા અને માર્ગમાં આવતા નાગેશ્વર મહાદેવના દર્શન એ રસ્તે સુલભ થઇ પડે છે. સામાન્ય રીતે યાત્રાળુઓ એક માર્ગે બેટ જાય છે અને બીજે માર્ગે બેટથી પાછા વળે છે.

બેટ શંખોદ્ધારનો વિસ્તાર બહુ મોટો છે. ચાર માઇલ લાંબો અને બે માઇલ પહોળો બેટ હિન્દુસ્તાનના કિનારા પર બીજો એક પણ નથી. બેટની ઉત્તર તરફની અણી પૂર્વ દિશાએ એવી સરસ રીતે વળાંક લે છે કે એ સ્થળે વહાણો માટે મોટું આશ્રયસ્થાન બની ગયેલું છે. હજારો વરસથી એ સ્થળ નૌકાઓને તોફાની ઋતુમાં

આશ્રય આપે જાય છે. ગ્રીસ અને આરબનાં અસલી વહાણો આ સ્થળે આશ્રય લેતાં હતાં. એવી હકીકત એ દેશના જૂના પ્રવાસીઓના પુસ્તકમાંથી મળે છે.

પૌરાણિક કથા એવી છે કે શંખાસુર નામના દૈત્યનો વધ આ સ્થળે વિષ્ણુ ભગવાને–નારાયણે કર્યો હતો. તેથી આ સ્થળનું નામ શંખોદ્ધાર પડેલું છે. અને આ સ્થળના અધિષ્ઠાતા દેવ શ્રી શંખનારાયણ મનાય છે. બેટમાં અસલી તીર્થસ્થાન શંખ તળાવ ગણાય છે. ત્યાં શંખનારાયણનું મન્દિર છે. વૈષ્ણવ ધર્મના આચાર્યશ્રી વલ્લભાચાર્ય જ્યારે તીર્થયાત્રાર્થે આ બેટમાં આવ્યા હતા ત્યારે એમણે શ્રીભાગવતનું પારાયણ શંખ તળાવને કાંઠે જ સાતદિવસ સુધી કર્યું હતું. હાલ એ સ્થળે શ્રી મહાપ્રભુજીની બેઠક મોજુદ છે. શ્રી શંખનારાયણનું મન્દિર યવનોએ અનેક વખતે તોડયું હતું. હાલ તે સ્થળે જે મૂર્તિ બિરાજે છે તે અચળ સ્વરૂપ નથી પરન્તુ ચલિત છે. બીજી મૂર્તિઓ પાષાણની હોય છે; પણ આ સ્વરૂપ ધાતુનું છે.

પૌરાણિક બીજી કથા એવી છે કે શ્રીકૃષ્ણના સમયમાં દ્વારકા એ રાજ્યધાની હતી અને બેટ એ રમણદ્વીપ નામે ઓળખાતું અન્તઃપુરનું સ્થાન હતું. અહિં જ પટરાણીઓ રહેતી હતી. અહિં જ સત્યભામાનું રૂસણું થયેલું; અહિં જ કલ્પવૃક્ષની સ્થાપના થયેલી અને પ્રભાસક્ષેત્રે જ્યારે શ્રીકૃષ્ણના દેહનો ઉત્સર્ગ થયો ત્યારે અર્જુન આ સ્થળેથી જ રાણીઓને અને ગોપીઓને મથુરાં લઇ ગયા હતા.

તેથી જ્યારે કોઇ સમર્થ વૈષ્ણવ આચાર્યે બેટના નવાં મંદિરો વસાવવાની યોજના કરી ત્યારે એ મન્દિરના દેવની સેવા

પૂજાનો ક્રમ એવો ગોઠવ્યો કે તેના ઉપરથી શ્રીકૃષ્ણની રાજલીલાની દિનચર્યાનો ખ્યાલ આવી શકે.

શ્રી વલ્લભાચાર્યના સમ્પ્રદાય માન્ય મન્દિરોમાં શ્રીકૃષ્ણની પૂજા બાળકૃષ્ણ તરીકે જ મોટે ભાગે થાય છે; પરન્તુ શ્રીકૃષ્ણની રાજલીલાનું સમ્ભારણું જો કોઇ પણ સ્થળે આજે રહેવા પામ્યું હોય તો તે બેટ શંખોદ્ધારમાં છે.

બેટ શંખોદ્ધારના મન્દિરોમાં સેવાપૂજા થાય છે તે કેટલેક અંશે વલ્લભી સમ્પ્રદાયના રંગથી રંગાયેલી છે અને અમુક અંશે વલ્લભકુળની સેવા પૂજાની રીતથી જૂદી પણ પડે છે. છતાં વલ્લભકુળનાં બાળકો બેટ શંખોદ્ધારના મન્દિરો પ્રત્યે મમતા રાખે છે અને એ સ્થળે ગોસાંઇના બાળકોનું વર્ચસ્વ પણ ઠીક ઠીક જળવાય છે.

## શ્રી કૃષ્ણની રાજલીલાનું દર્શન

બેટમાં શ્રી દ્વારકાધીશને–શ્રી રણછોડરાયને શ્રી કૃષ્ણનું સ્વરૂપ સમજવામાં આવે છે. અહિં શ્રી કૃષ્ણે પોતાની ચાર પટરાણીઓને જૂદા જૂદા મહેલ સોંપી આપ્યા છે, અને પોતાના અંગત જરૂરીઆત જૂદી જૂદી પટરાણી પાસેથી જે તે પટરાણીના દરજ્જા પ્રમાણે અને સ્વાભાવિક લક્ષણને અનુસરીને તે મેળવે છે, અને એ રીતે રાજલીલા ચલાવે છે. આવા પ્રકારે શ્રી કૃષ્ણના જીવનનું રોજનું સમ્ભારણું શ્રી કૃષ્ણના ભક્તોએ કોઇ પણ અન્ય સ્થળે રાખ્યું નથી. તેથી બેટ શંખોદ્ધારના મન્દિરોની વૈષ્ણવોના સમૂહમાં ખાસ વિશિષ્ટતા મનાય છે.

શ્રી કૃષ્ણનો પોતાનો સ્વતન્ત્ર ભંડાર અહિં નથી; પરન્તુ

ચાર પટરાણીને સોંપાયેલા ચાર ભંડારો છે–(૧) શ્રી રૂકિમણીજીનો ( લક્ષ્મીજી ), (૨) શ્રી સત્યભામાજીનો, (૩) શ્રી રાધિકાજીનો અને (૪) શ્રી જાંબુવતીજીનો. આ ચાર ભંડારોમાંથી શ્રી કૃષ્ણની સેવાપૂજા માટે, નૈવેદ્ય ભોગ માટે, અને ઇતર જરૂરીઆત માટેની સામગ્રી ઠરેલી પ્રણાલિકા પ્રમાણે પહોંચાડવામાં આવે છે; એટલે જે ભક્ત શ્રી કૃષ્ણને કંઇ અર્પણ કરવા ધારતા હોય તેમણે શ્રી કૃષ્ણના મન્દિરમાં તે ચીજ પહોંચાડવાને બદલે આ ચાર પટ-રાણીઓના ભંડાર પૈકી એક ભંડારમાં તે ચીજ પહોંચાડવી જોઇએ. અસલથી એ પ્રમાણે વહિવટ ચાલુ છે. રજપુત સ્થાનના રાજરાણીઓ જ્યારે બેટની યાત્રાએ આવતાં હતાં ત્યારે તેમના તરફથી શ્રી કૃષ્ણને રોજ ભોગ અંગીકાર થાય એ હેતુથી તેમણે ચારે પટરાણીઓને પોતાના પ્રદેશના ગામ ગરાસ અર્પણ કર્યાં હતાં. જામનગરના અસલી જામ સાહેબે પણ શ્રી કૃષ્ણ પ્રત્યેની ભક્તિ દર્શાવવા પોતાના ગામોની અમુક પેદાશ આ પટરાણીના ભંડારમાં અર્પણ કરેલી હતી. શ્રીમન્ત વૈષ્ણવો જ્યારે જ્યારે બેટ આવે છે ત્યારે ત્યારે તેઓ પણ આ ભંડારોમા જઇ ત્યાંના અધિષ્ટાતા બ્રહ્મચારીજી કે ભંડારીજીના વિદાયગીરીના આશીર્વાદ મેળવતાં પહેલાં જે તે ભંડારમાં વિદાયગીરીની મોટી ભેટો અર્પણ કરે છે. જ્યાં આવા પ્રકારની ભાવના–ભરેલી ભેટો અર્પણ થતી હશે ત્યાં સેવા પૂજનો ક્રમ અને વૈભવ પણ કેવો ઉન્નત હશે તે વિચારવા જેવી વાત છે.

શ્રીકૃષ્ણની અંગત સેવા કરવાનું કામ એ મુખ્ય પટરાણીને વારાફરતું સોંપાયેલું હોય છે. એક દિવસે શ્રી લક્ષ્મીજીનો વારો હોય છે અને બીજે દિવસે એ કામ કરવાનો વારો શ્રી સત્યભામા-જીનો હોય છે. એ મન્દિરોના ગાદીસ્થ બ્રહ્મચારી શ્રી લક્ષ્મીજી કે

શ્રી સત્યભામાજીના સ્વરૂપે શ્રીકૃષ્ણની સેવાપૂર્જા કરવાનું કામ ઉપાડે છે. તેઓ સખીભાવે એ કાર્ય કરે છે. સ્ત્રીની ભાવનાથી તેઓ માથે વાળ રાખે છે, હાથમાં કડાં, બંગડી, ચોંટી વગેરે આભૂષણ પહેરે છે; પગમાં તોડા કેડીઓ વગેરે સ્ત્રીઓને છાજતાં ઘરેણા પહેરે છે; દાઢી મૂછો રાખતા નથી; અને બહુ સ્વચ્છ તથા સુશોભિત વસ્ત્રોથી સજ્જ થઇ સેવાના કામમાં પોતાના વારા પ્રમાણે રચ્યા પચ્યા રહે છે. જ્યારે સેવાના કામમાંથી બ્રહ્મચારી મુક્ત હોય ત્યારે પોતાના સંસ્થાનની ગાદી ઉપર બિરાજી વૈષ્ણવ યાત્રાળુઓને બોધ આપે છે.

શ્રી રાધિકાજી શ્રી કૃષ્ણના વિલાસના સંગી હતાં; તેથી શ્રી કૃષ્ણનો ભંડાર—વસ્ત્રાભૂષણ વગેરેનો ભંડાર—એ પટરાણી સંભાળે છે. આ કારણે તે મન્દિરના અધિષ્ટાતા બ્રહ્મચારીને ભંડારીજી કહેવામાં આવે છે. શ્રી રાધિકાજીના ભાવથી એ શ્રી કૃષ્ણની વિલાસી સેવા કરે છે. રોજ સવારે શ્રી કૃષ્ણને નિદ્રા-માંથી ઉઠાડવાનું અને મંગલા આરતી કરવાનું કામ, રાત્રે શયન આરતી કરવાનું કામ, શ્રી કૃષ્ણના સ્નાન માટે સુવાસિત જળ પહોંચાડવાનું, તેલ, ચંદન, અત્તર, ધૂપ દીપ, આરતી વગેરે સામગ્રી પહોંચાડવાનું કામ શ્રી રાધિકાજી મન્દિર તરફથી જ થાય છે. શ્રી કૃષ્ણના વસ્ત્રો અને દાગીના સંભાળવાનું કામ અને રાજને રોજ ઋતુ અનુસાર તથા ઉત્સવની મહત્તાનુસાર વસ્ત્રો તથા અલંકાર કાઢી આપવાનું કામ શ્રી ભંડારીજી—એટલે કે શ્રી રાધિકાજી કરે છે. ઘણા ઉત્સવને પ્રસંગે શ્રી કૃષ્ણની પ્રત્યક્ષ મૂર્તિ—ચલિત સ્વરૂપ શ્રી ગોપાલજી—શ્રી રાધિકાજીને મન્દિરે પધારે છે અને ત્યાં શ્રી રાધિકાજી સાથે વિલાસપૂર્વક હીન્ડોળામાં ઝુલે છે;

ફુલપાનના કુંજમાં શ્રી સાથે એ સ્વરૂપ બિરાજે છે. એ રીતે શ્રી કૃષ્ણનો અને રાધિકાનો પુરાણ પ્રસિદ્ધ અવર્ણનીય અભેદ ભાવનો સમ્બન્ધ બેટ શંખોદ્ધારના મન્દિરમાં હજુ સુધી જળવાઇ રહ્યો છે. દર પખવાડીએ શ્રી રાધિકાજીના મન્દિરમાં રહેતી કાઠમાવાળી પાલખીમાં બિરાજી દશમને રોજ શ્રી કૃષ્ણ બેટ શંખોદ્ધારના જૂદાં જૂદાં સ્થળે ફરવા જાય છે. સામાન્ય દશમના રોજ તો શ્રી શંખ તળાવના તીર્થ ઉપર શ્રી કૃષ્ણની સ્વારી પધારે છે, અને ચોમાસાના ચાર માસમાં એકાદશીને દિવસે શ્રી કૃષ્ણ જૂદે જૂદે તીર્થે જળમાં ઝીલવાને જાય છે. આ રીતે શ્રી કૃષ્ણની રાજલીલાના–શ્રી કૃષ્ણના અસલી જીવનના–પ્રસંગો બેટ શંખોદ્ધારમાં ઉજવાય છે.

શ્રી જાંબુવતીજીના બ્રહ્મચારી દિવસમાં બે વાર પોતાના તરફથી ખાસ બાળભોગ શ્રી કૃષ્ણ માટે લાવે છે, અને બપોરે તથા રાતે શયન પહેલાં મુખવાસ માટે પાનબીડાના બંટા બીજી પટરાણીઓ તરફથી શ્રી કૃષ્ણને મન્દિરે પહોંચાડવામાં આવે છે તેમ શ્રી જાંબુવતીજી તરફથી પણ પહોંચાડવામાં આવે છે.

બેટના મન્દિરમાં ઋતુ ઋતુ પ્રમાણે શ્રીકૃષ્ણની સેવા પૂજા થાય છે–એવી પૂજાનો ક્રમ બીજે કોઇ સ્થળે જોવામાં આવતો નથી. ફૂલ, તુલસી, તેલ ચંદન, અત્તર, ધૂપ, દીપ, દીપ માલિકા, ગાયન, વાદ્ન, નૃત્ય, મેવા મીસરી, પકવાન, મહાપ્રસાદ, વસ્ત્રો, અલંકાર, ઋતુ પ્રમાણે પંખા, ફુવારા, સગડી, ગોદડી, રજાઇ, અને હાંડી ઝુમ્મર અને આરસાથી તથા પલંગ અને હીંડોલાથી સુશોભિત શયન, મન્દિરો જેવી બાદશાહી સગવડો શ્રીકૃષ્ણના

મન્દિરમાં પૂરી પાડવામાં આવેલી હોવાથી જે વૈષ્ણવો બેચાર દિવસ સ્થિર થઇ બેટમાં વાસ રાખે તેમને બેટનાં મંદિરો વૈકુંઠપુરી જેવાં લાગે છે. અત્યારે તો સમયના અભાવને લીધે અને રેલ્વેની અનુકૂળતાને લીધે બેટમાં દર્શને જનારા લોકો બે કલાક જેટલો સમય ગાળે છે, તેથી એમને બેટના મંન્દિરોના વૈભવનું સમગ્ર દર્શન મળતું નથી. અને ઘણા લોકો તો એમ જ માની લે છે કે યાત્રામાં રહેવાનું સ્થાન તો માત્ર દ્વારકા જ છે અને બેટ તો ઉડતી દૃષ્ટિ ફેંકી આવવાનું સ્થળ છે. પરન્તુ એમની એ દૃષ્ટિ ગોર-પંડા લોકોની ખોટી દોરવણીનું પરિણામ છે.

બીજી વાત પણ ખરી છે કે બેટના મન્દિરોમાં વૈભવ આજે જના સમય જેવો નથી; આજે બેટમાં પૂરતું પાણી મળતું નથી; મળે છે તો યાત્રાળુને પહોંચાડવાની વ્યવસ્થા નથી. બેટના મન્દિરોમાં અગાઉ જે કેસર, કસ્તુરી અને બરાસ કપૂર અને ભીમસેની કપૂર વપરાતા હતાં તેટલાં વપરાતા નથી. તો પણ ભાગ્યું તો પણ ભરૂચ એ ઉક્તિ પ્રમાણે બેટની ચાર પટરાણીના ભંડારમાં ઘણું સમજવા જેવું અને જોવા જેવું આજે પણ મોજુદ છે.

## બેટ મન્દિરો વિષે કેટલીક હકીકત

બેટમાં હાલ મન્દિરો છે તે-સ્થળે જૂના મન્દિરો હતાં; જૂની મૂર્તિઓ હતી પરન્તુ ઇસ્લામી આક્રમણોથી એના અવશેષ પણ ઝટ દેખાઇ આવે તેવી સ્થિતિમાં રહેવા પામ્યા નથી. શ્રી વલ્લભી સમ્પ્રદાય પ્રમાણે શ્રી ના મન્દિરો શીખરવાળાં બન્ધાતા નથી. તે પ્રમાણે બેટનાં હાલનાં મન્દિરો શિખરવાળાં નથી. હાલના મન્દિરો ઇ. સ. ૧૮૬૦ ની સાલના બેટના ઘેરા પછી બંધાયાં છે.

ઈ. સ. માં ૧૮૬૦ માં અંગ્રેજ ફોજ બેટમાં આવી હતી અને તેણે વાઘેર સરદારોને સત્તા વગરના કરી નાંખ્યા હતા. તે વખતે જૂનાં મન્દિરો હતાં તે યૂરોપીઅન લશ્કરે સુરંગો વતી અને તોપના ગોળાથી તોડી નાંખ્યાં હતાં. એ તૂટી ગયેલાં જૂનાં મન્દિરોમાં મૂર્તિઓ હતી તેને સલામત સ્થળે ખસેડી જવાની મુદત ગોરા સેનાપતિએ ભંડારીજીને અને સવાજી રાજાને આપી હતી. હાલ જે મૂર્તિઓ બેટના મન્દિરોમાં બિરાજે છે તે ઈ. સ. ૧૮૬૦ માં મન્દિરમાં બિરાજતી હતી તેજ છે.

શ્રી દ્વારકાધીશનું સ્વરૂપ દ્વારકાના જગત મન્દિરમાં બિરાજતું હતું; દ્વારકામાં એ સ્વરૂપને દ્વારકા પાસેના લાડવા નામના ટેકરા ઉપરથી જમીનમાં દટાયેલી સ્થિતિમાંથી શ્રી. વલ્લભાચાર્યે પધરાવેલા, તે પછી ઔરંગઝેબના સોરઠના ફોજદાર નવરંગખાનાના માણસોના આક્રમણમાંથી એ મૂર્તિને ઉગારી લેવા વૈષ્ણવો તે સ્વરૂપને બેટમાં લાવ્યા હતા. મૂર્તિ વિધાનના નિયમ પ્રમાણે એ મૂર્તિ "ત્રિવિક્રમ"ની ગણાય તેવી છે. દ્વારકાનું જગત મન્દિર એ ત્રિવિક્રમનું અસલી મન્દિર છે. તેથી તે મન્દિરમાં જે જે સ્વરૂપને સ્થાપવામાં આવેલ તે બધાં ત્રિવિક્રમના સ્વરૂપ જ હતાં; આજે પણ દ્વારકામાં બિરાજતાં દ્વારકાનાથનું સ્વરૂપ ત્રિવિક્રમનુ જ છે. મૂર્તિનું સ્વરૂપ એમના હાથમાં રાખવામાં આવતાં શંખ, ચક્ર, ગદા અને પદ્મની ગોઠવણી ઉપરથી નક્કી કરવામાં આવે છે.

શ્રી વલ્લભાચાર્યે એ સ્વરૂપની પ્રતિષ્ઠા કરેલી હોવાથી બેટનું વૈષ્ણવોનું વધારે વહાલું ધામ ગણાય છે. શ્રી દ્વારકાધીશની પૂજા ગમે તે માણસ કરી શકતો નથી. શ્રી ગોંસાઈજીના બાળકો

શ્રીની સેવા કરી શકે અગર તો શ્રી લક્ષ્મીજી અને અને શ્રી સત્ય-ભામાજી મન્દિરની ગાદી ઉપર બ્રહ્મચારી તરીકે બેસાડવામાં આવેલા ઔદિચ્ય બ્રાહ્મણ જ શ્રીની સેવા કરી શકે એવો અસલી રીવાજ હજુ પળાય છે. બેટના મન્દિરોના દર્શન કરવા માટે પરદેશી યાત્રાળુ પાસેથી કર ઉઘરાવવામાં આવતો હતોઃ તેમાં વડોદરા સરકારે ધીરે ધીરે ઘટાડો કર્યો હતો અને ઇ. સ. ૧૯૪૩ ના એપ્રિલ માસથી એ કર વડોદરા સરકારે કાઢી નાંખ્યો છે.

## બેટમાં ઉતારાની સગવડ

બેટમાં યાત્રાળુઓને ઉતરવા માટે ઘણી સારી ધર્મશાળાઓ બંધાયેલી છે. બેટમાં છપ્પન ભોગના ઉત્સવો જ્યારે જ્યારે ગોંસા-ઇના બાળકોએ ઉજવ્યા છે ત્યારે ત્યારે વીસ પચ્ચીસ હજાર માણુ-સની મેદની થયાની હકીકત બહાર આવેલી છે. એ બધા માણસોનો સમાવેશ બેટમાં સુખેથી થયાના દાખલા છે. બેટની હાલની વસ્તી ચાર હજારની છે, તેમાં લગભગ બે હજાર તો મુસલમાન-ભડેલા છે. તે લોકો વહાણો હાંકવાનું કામ કરે છે.

## હાજી કરમાણીની દરગાહ

બેટમાં કરમાન દેશના ઓલીઆ અસલી કાળમાં આવી વસેલા હતા તેની દરગાહ બહુ પૂજ્ય મનાય છે. હાજી કરમાણી પીરના નામથી એ સ્થળ ઓળખાય છે. ઘણા મુસલમાન લોકો એ પીરની યાત્રાએ બેટ આવે છે.

## શંખ તળાવ અને પદ્મતીર્થ

બેટ શંખોદ્ધારનું અસલી તીર્થ શંખતળાવ છે. ત્યાં શ્રી શંખ નારાયણનું મન્દિર છે. તે તળાવને કાંઠે શ્રી વલ્લભાચાર્યે

શ્રીમદ્ ભાગવતનો સપ્તાહ પારાયણ કરેલ. તે સ્થળે શ્રીની બેઠક રાખવામાં આવી છે.

બેટની ઉત્તર બાજુએ સમુદ્ર તટ ઉપર પદ્મતીર્થ આવેલ છે. ત્યાં પદ્મેશ્વર મહાદેવ તીર્થના અધિષ્ઠાતા દેવ તરીકે બીરાજે છે. એ સ્થળે સમુદ્રમાંથી પદ્માકારના ચિત્રવાળા ગોળ ચક્ર મળે છે. તે પણ બેટની યાત્રાના સમ્ભારણા તરીકે યાત્રાળુ લઇ જાય છે.

ધીંગેશ્વર મહાદેવ અને દાંડીના હનુમાન એ મન્દિરે ઘણા યાત્રાળુ પૈડાગાડીમાં જવાનો ક્રમ રાખે છે.



## પ્રકરણ ૧૪ મું    દ્વારકામાંથી યાત્રાળુની વિદાય

દ્વારકાની યાત્રા પૂરી કરી યાત્રાળુઓ જામનગર રસ્તે સીધા ગૂજરાતમાં ડાકોરજીની યાત્રાએ જાય છે; અથવા તો દ્વારકાથી ભાટીઆ સ્ટેશને ઉતરી ત્યાંથી મોટર ગાડી દ્વારા હર્ષદમાતાજીના સ્થાન ઉપર થઇ પોરબન્દર ( સુદામાપુરી ) જવાનું યાત્રાળુ પસન્દ કરે છે.

હરસિદ્ધ (હરસિદ્ધી) દેવી પરમારોની કુલ દેવીનું સ્થાન પુરાતની છે: ગાંધવી ગામે કોયલાના નામથી ઓળખાતા ડુંગર ઉપર સમુદ્રને કાંઠે માતાજીનું અસલી સ્થાનક છે; ગૂજરાતના રાજા ભીમનો અહિં દરિયાઇ કિલ્લો હતો. તેના જર્જરિત બુરજો આજે હૈયાત છે અને દશમા સૈકામાં બન્ધાયેલું અસલી શિલ્પ કળાના નમૂના રૂપ મન્દિર પણ હાલ હૈયાત છે. એ મન્દિર મુસલમાની આક્રમણ વખતે તૂટયું હોય એમ જણાય છે. લોકકથા એવી છે કે કચ્છના ધનાઢ્ય જગડુશાહ શેઠે માતાજીને વિનતિ કરી ડુંગર ઉપરના મન્દિરમાંથી ડુંગરની તળેટીમાં બંધાવેલા મન્દિરમાં પધરાવ્યાં છે. એ પધરામણી વખતે માતાજીને ડગલે ડગલે પાડાનું બલિદાન આપવું પડયું હતું. છેવટે મન્દિરમાં પ્રવેશ કરવાને ત્રણ ચાર ડગલાં બાકી રહ્યાં ત્યારે બલિદાન માટે પાડાઓ આણવામાં

આપ્યા હતા તે ખૂટી પડયા. એટલે જગડુશાહે પોતાની પત્નીને, પુત્રને અને છેવટે પોતાને બલિદાન તરીકે રજુ કરવાનું સાહસ કર્યું હતું. માતાજીએ પ્રસન્ન થઇ એમને આશીર્વાદ આપ્યો હતો અને એમના પુત્રને પુત્રવધૂને અને પત્નીને સજીવન કર્યાં હતાં. જગડુશાહ જેવો જૈન ધર્માનુયાયી પાડાનો ભોગ માતાજીને આપે એ વાત માનવા જેવી લાગતી નથી. પરન્તુ કથા તો એટલાં બળથી લોકજીવનમાં જામી ગઇ છે કે એ વાતમાં શંકા ઉપજાવવાની કોઇની હિમ્મત થઇ નથી. આ (હરસિદ્ધા) દેવી રોજ સાંજે ઉજ્જૈણુ નગરીમાં શિપ્રા નદીને કાંઠે આવેલાં પોતાના મન્દિરે પધારે છે અને બીજે દિવસે સવાપ્રહર દિન ચડયા પછી આ સ્થાને આવે છે એ કથા પણ પ્રચલિત છે.

ત્યાંથી મીયાણીની અર્ધો માઇલની દરિયાઇ ખાડી ઉતરી સામે પારથી મોટરગાડીમાં બેસી યાત્રાળુ સુદામાપુરી જાય છે. પોરબન્દરમા સુદામાજીનું દર્શન કરી કેદારકુંડમાં સ્નાન કરી, કેદારનાથનું દર્શન કરી સુદામાપુરીની યાત્રા યાત્રાળુ સમેટી લે છે. ત્યાંથી ગિરનાર (જુનાગઢ) પ્રભાસ પાટણ, પ્રાચી તીર્થ જઇ સૌરાષ્ટ્રની યાત્રા યાત્રાળુ પૂરી કરે છે.

દ્વારકામાંથી વિદાય લેતાં પહેલાં દરેક યાત્રાળુ યાત્રાના સંભારણા તરીકે બેટ શંખોદ્ધારના મન્દિરમાં બેટ ધરી સુકો પ્રસાદ મેળવે છે; કોઇ મોટી બેટ ધરી શ્રી અંગનું પ્રસાદી વસ્ત્ર મેળવે છે; કોઇ દ્વારકામાંથી શ્રી દ્વારકાધીશની ચરણ ઉપરની અને જયમાળાની તુલસી અને શ્રી અંગ ઉપરથી ઉતરેલું પ્રસાદી ચન્દન મેળવે છે. દ્વારકાની અને બેટની દેવદેવીઓની છબીઓ, તુલસીની માળા, કંઠી, શંખલાંની માળા, વગાડવાના નાના મોટા શંખ,

છીપો, ગોપીચન્દનનાં પાસા, અને ગોમતીચક્ર ઘણાખરા યાત્રાળુ દ્વારકાના સંભારણા તરીકે દ્વારકામાંથી લઇ જાય છે.

દ્વારકાની બજારમાંથી દ્વારકાની બનાવટની અગરબત્તી અને ચાંદીની બનાવટની શ્રી દ્વારકાધીશ વગેરેની મૂર્તિવાળી નાની મોટી તકતામા મઢેલી છબીઓ પણ કેટલાક યાત્રાળુ ખરીદે છે.

દ્વારકા અને બેટ બન્ને સ્થળોના અનુભવ યાત્રાળુઓને પોતપોતાના સંજોગ પ્રમાણે થાય છે સારા માર્ગદર્શક ગોરની દોરવણી નીચે આવેલા યાત્રાળુઓને બેટ દ્વારકા બહુ પ્રિય થઇ પડે છે, અને અણઘડ ગોરની દોરવણીમા આવી પડેલા યાત્રાળુને કેટલીક એવી વિટમ્બણા વેઠવી પડે છે કે દ્વારકામાથી વિદાય લેતા ઘણા કડવા અનુભવ સંભારણા તરીકે તે લઇ જાય છે. ગુજરાતના ડાકોર અને નર્મદાજીના ગોરની પેઠે અહિના ગોર યાત્રાળુઓને પોતાને ઘેર ઉતારવાની કે જમાડવાની સગવડ આપતા નથી, તેથી ઘણા ગુજરાતી યાત્રાળુને બહુ હરકત આવે છે. દ્વારકાના મન્દિરોમાથી પૈસા આપીને જમવાની સગવડ થતી નથી બેટમા તેવી સગવડ થઇ શકે છે. દ્વારકામા મીઠા પાણીના કુવા શહેરથી જરા દૂર હોવાથી યાત્રાળુ પાસેથી કમાઇ લેવાની દષ્ટિથી ધર્મશાળાને અગે મજુરીનું કામ કરનાર માણસો મીઠા પાણીની કીમત વધારે પડતી લે છે એટલે ઘણા યાત્રાળુને એમ જ ભાસ થાય છે કે દ્વારકામા પાણીની તગી છે અશત મીઠાપાણીની તગી છે એ વાત ખરી છે પણ વસ્તીને જોઇતું પાણી દ્વારકાના કુવામાથી મળી જ રહે છે. હાલના યુગમા શહેરે શહેરે પાણીના નળ હોવાથી બહોળુ પાણી વાપરવાની ટેવવાળાને દ્વારકામા નળની સગવડ નહોવાથી પાણીની હરકત જણાય તે સ્વાભાવિક છે,

દ્વારકાની બજારમાં પૂરી શાક વેંચાતા નથી મળતાં તેથે પણ ઘણા યાત્રાળુને નવાઇ લાગે છે. સુખડીઓને ત્યાં ગાંઠીઆ, સેવ (કળી) પેંડા જલેબી અને ચેવડા ઉપરાંત બીજી કોઇ સારી ચીજો મળતી નથી એ દ્વારકાની ઉણપ છે. ગુજરાતમાં મમરાનો બહોળો ઉપયોગ થાય છે તે મમરા હજુ સુધી દ્વારકામાં જોઇએ તેવા પ્રચલિત થયા નથી. પોપૈયાં અને સામાન્ય પ્રકારના કેળાં સિવાય બીજા ફળો દ્વારકામાં મળતાં નથી એ દ્વારકાની મોટી ઉણપ છે. યાત્રાળુ વિદાય વખતે આવી અનેક ઉણપના સંભારણા દ્વારકાથી લઇ જાય છે. દ્વારકાના બ્રાહ્મણો ઉઘાડે માથે, ઉઘાડે પગે અને ઉઘાડે શરીરે કેવળ એક ધોતીઉં કે અબોટીયું પહેરી ફરતા હોય છે. તે ઘણા યાત્રાળુને નવાઈ ભરેલું લાગે છે. કેટલાક શિષ્ટ સમાજની વ્યક્તિઓને તો બ્રાહ્મણોનું આ સ્વરૂપ ઘૃણા ઉપજાવે છે; અને ઘણી બેનો બાઇઓને આ અસભ્ય પોશાકથી ક્ષોભ થયો હોય છે તેની વાતો યાત્રા કરીને પોતાને ઘેર જતાં સુધી એ બેનો રસ ભરી રીતે બીજાંઓને દ્વારકાના સંભારણા તરીકે સંભળાવે છે. દ્વારકાના બ્રાહ્મણોના બૈરાં બહાર નીકળે છે ત્યારે જેટલાં સુઘડ દેખાય છે તેવા બ્રાહ્મણ પુરૂષો સુઘડ દેખાતા નથી.

દ્વારકાની ધર્મશાળાઓનાં મકાનો જેટલા સુન્દર અને સ્વચ્છ હોય છે તેવા સુન્દર અને સ્વચ્છ દ્વારકાના શહેરી માર્ગો હોતા નથી. એ યાત્રાળુઓને બહુ ખૂચે છે. બ્રાહ્મણોની વસ્તી યાત્રાળુની સરભરામાં એવી રોકાયેલા રહે છે કે સારા શહેરી બની શહેર સુધરાઇના કામને દીપતું બનાવવા તેમને ફુરસદ જ હોતી નથી. જ્યાં સુધી દ્વારકાના રસ્તા વિશાળ નહિ બને અને દ્વારકાની શહેર સુધરાઇનો વહિવટ નમૂનેદાર નહિ બને ત્યાં સુધી દ્વારકાની ઘણી મઝાની ખૂબીઓ અને દ્વારકાની ભવ્યતા—યાત્રાળુઓ ઉપર છાપ

પાછી નહિ શકે એવો સદેશો દ્વારકાની વિદાય લેતાં ઘણા યાત્રાળુ મૂકતા જાય છે.

દ્વારકાના સાર્વજનિક પુસ્તકાલયની મુલાકાત લેવાનું સ જેમને પ્રાપ્ત થયું હોય છે તે યાત્રાળુ એ સંસ્કારના ધામ ઘણો સારો અભિપ્રાય લઇ જાય છે. દ્વારકા જેવા ગામમાં રાત સુધી પુસ્તકાલયમાં વાચકો વાચતા બેઠા હોય છે એ યા બહુ નવાઇ ઉપજાવે છે. દ્વારકામાં ઓઓ સ્વતંત્ર રીતે પુસ્તકાલય ચલાવે છે એ જોઇ દ્વારકાની વસ્તીના સંસ્કાર યાત્રાળુને માન ઉપજે છે.

આ પ્રકારના સંભારણા લઇ યાત્રાળુ દ્વારકાની વિદાય અને દ્વારકાના સ્ટેશનેથી આગગાડી ઉપડે છે ત્યારે તેમનું પશ્ચિમ દિશાએ આકાશના પટ ઉપર જાણે ચીતરી હોય અમરાપુરી જેવી શોભતી દ્વારકાનગરી ઉપર અને નગરીના ધીશના જગતમન્દિરની વ્યોમમા વીલીન થતી ધ્વજાવાળાં ઉપર પ્રેમપૂર્વક અને રસપૂર્વક ચોટી રહે છે. એ દૃશ્ય યાત્ર ચિત્તમાં પ્રવેશે છે કે તરતજ દ્વારકાની યાત્રાની બધી મુશ્કેલી ક્ષણભર ભૂલી જાય છે અને પોતાની જીંદગી તે દિવસે ગન્યાનો મીઠો અનુભવ તેમને થાય છે—શ્રી દ્વારકાધીશજી જય નાદના ઘોષ વચ્ચે આગગાડી પોતાનો માર્ગ કાપતી જાય છે યાત્રાળુની પ્રેમાશ્રુથી ભીની થયેલી આંખો આગળથી દ્વારકાપુરી ખસતી જાય છે.



# દ્વારિકા–દ્વીપપુરી

( ઝુલણા )

હિન્દની દ્વારિકા, આંજ, છે, જો ! ઊભી
પશ્ચિમોદધિ તટે, ગર્વઘેલી !
ભારતોદ્ધારનું સત્સુદર્શન ધરે !
ફરફરે, ધ્વજ–જયે, વીજળી વેલી ! ૧

વ્રજ કન્હૈયો હતો, યુગયુવક, વેણુધર;
રાસ નૃત્યે, કરી પ્રણયકેલી;
આર્ય દૃષ્ટા ! ગીતા શંખનાદે ફૂંકી;
ધર્મધુરન્ધરની 'અમર વેલી!' ૨

ભકત ઉદ્ધવ સુદામાજી રાધા પ્રભુ !
રુકિમણી – રમણ ! નરસિંહ મેતા !
સંત સંદીપની સદ્‌ગુરુ – શિષ્ય !
અર્જુનના સારથી ભવ – વિજેતા ! ૩

તરુણ, તરુણી, સ્વદેશે, સ્મરે કૃષ્ણને;
લલિત અવતારની પ્રેમમૂર્તિ !
જગત્ – સત્કારની દ્વારિકા – દ્વીપપુરી;
જગવતી માનવૈશ્વર્ય સ્ફુર્તિ ! ૪

ચાડા, તા. ૧–૮–૪૪ "લલિત"

# માતુશ્રી દ્વારકા

( એક હતી મુસાફર પેલી રે સુણજો સાહેલી—એ રાહ )

મહાસાગરને કાંઠડે ઊભી રે માવડી તું મારી,
[1]મોક્ષદ્વારને મોરચે ઊભી રે માવડી તું મારી. ૧

ઊભી દ્વારાવતીનું નામ ધારી રે માવડી તું મારી,
ધર્મ કૌમુદીની ઘાટડી[2] ધારી રે માવડી તું મારી. ૨

[3]જગતબિન્દુને ઓટલે અઢેલી રે માવડી તું મારી,
સન્ધ્યાના સુવર્ણે મઢેલી રે માવડી તું મારી. ૩

દેતી સન્તો મહન્તોને યારી રે માવડી તું મારી,
આધિ વ્યાધિ ઉપાધિ મટાડી રે માવડી તું મારી. ૪

બિન્દુ બિન્દુમાં નિરખું મુરારી રે માવડી તું મારી,
અણુઅણુમાં[4] જ્ઞાનકૈવારી રે માવડી તું મારી. ૫

---

૧. સાતપુરી મોક્ષદાયકા ગણાય છે તેમા દ્વારકા મુખ્ય છે. ૨. ઘાટ=સાડી, ઘાટડી લઘુતાવાચક શબ્દ. દ્વારકાના પત્થરના ધોળેલા શ્વેત-વર્ણાં જણાય છે એટલે જાણે ધર્મ રૂપી ચાંદનીની સાડી દ્વારકાએ ઓઢી હોય તેવું જણાય છે ૩. જગતબિન્દુ—જગતમુકિર ઉપર દ્વારકા વસેલું છે. ૪. શ્રી કૃષ્ણ જગદ્‌ગુરુ હોવાથી જ્ઞાન—કૈવારી ગણાય છે.

દ્વારકા

પાડી પગલીઓ શ્રી [૫]શંકરે સોહાગી રે   માવડી તું મારી,
સ્થાપી શારદાને ગોદમાં તારી રે   માવડી તું મારી. ૬

જગત મન્દિરને છાંયડે મલકાતી રે   માવડી તું મારી,
શુભ ગોમતીના માર્જને સોહાતી રે   માવડી તું મારી. ૭

વિલસી વિલસીને હું તો રાચું રે   માવડી તું મારી,
ભવે ભવનો સહવાસ હું તો યાચું રે   માવડી તું મારી. ૮

ઇ. સ. ૧૯૩૧
"ગ્રન્થ અને ગ્રન્થકાર"
નામના પુસ્તકમા એ રચ-
નના ઉત્તમ કાવ્યમાંનું એક
ગણવામાં આવ્યું છે.

કલ્યાણરાય ન જોષી

૫. શ્રી શંકરાચાર્યે અહિં શ્રી શારદાપીઠ સ્થાપ્યાની વાત મશહુર છે.

નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતા, તેના પુત્ર ગવરીદાસ અને તેના પુત્ર રઘુનાથરાયે સંવત ૧૯૨૬ માં બેટ દ્વારકાની યાત્રા કરી ત્યારે દ્વારકાની પરિક્રમાની ગરબી રચેલી હતી. તેમાં દ્વારકાની પરિક્રમામાં આવતાં બધાં પવિત્ર સ્થળો ગણાવવામાં આવ્યાં છે. તેથી દ્વારકાના પુસ્તકમાં આ ગરબી મૂકવામાં આવી છે.

: ગરબી :

સમરૂં દ્વારકાનો રાય (૨) થાય સાહ્ય શ્રી રમાપતિ રે,
ધરી ધ્યાન સુન્દરશ્યામ(૨) વંદુ વૈષ્ણવ દ્વારામતી રે. ૧

પ્રથમ પ્રણમી પૂર્વ પોળ(૨) જયવિજય બહુ જશવંતને રે,
પછી કરી પૂર પ્રવેશ (૨) ભુવન જાઉં ભગવંતને રે. ૨

મોક્ષદ્વારીને માંહે વસે (૨) શ્રીપતિ શોભા અતિરે,
લાગી પાય પરમ પ્રીત (૨) કરી કુશપતિને વિનંતિ રે. ૩

માગી આજ્ઞા આગળ જાઉં(૨) થાંઉ સન્મુખ તે શ્રીહરિ રે,
ત્રૈલોક સુન્દર સ્વરૂપ (૨) રૂપ અક્ષર હૃદે ધરી રે. ૪

કરી દંડવત પ્રણામ (૨) ધામ પતિ બળદેવને રે,
સર્વ મંદિર નામી શીશ (૨) પામી દુર્વાસાની સેવને રે. ૫

ન્હાવા તીર્થ માગી શીખ (૨) સ્વર્ગદ્વારીએ નીસરે રે,
જોઇ ગોમતી સંગમ (૨) અમીત આનંદ અંતર ધરે રે. ૬

નીરખે નાશે અઘઓઘ (૨) સ્નાન કીધે ફળ અતિ ઘણું રે,
વદે શાસ્ત્ર ચારૂ વેદ (૨) સેદ શું કહે મતિ અણુ રે. ૭

છપ્પન પગથીનો ઘાટ(૨) ઠાઠ ત્રટનો રળીઆમણો રે,
દીશે ચક્રાંકિત ભાસ (૨) જોતાં જંગમ સ્થાવર તણો રે. ૮

વામ વિષ્ણુ દક્ષિણ હરિહર(૨) ઉત્તરે નમીએ હનુમાનરે
પશ્ચિમ શારદાને પાય (૨) લાગી શંકર સન્માનને રે. ૯

ઊભે દેવળમાં આદિ (૨) કરી જોઇને વિગન્યપ્તી રે,
દામોદર દ્વારકા સ્વરૂપ (૨) જેને કહે છે સૌ ગોમતી રે. ૧૦

પૂરણ પ્રીત પદકમલ (૨) વંદુ શ્રી વલ્લભાચારને રે,
પૂજું પાય પરમ પ્રીત (૨) હુંડીવાળા શાહુકારને રે. ૧૧

પંચ ખાળ પાંડવ ઘાટ(૨) નાહું ગૌઘાટે ધીરે ધીરે રે,
વાસુદેવ સંગમ નહાય (૨) ઝીલે થાય પંચ તીરથી રે. ૧૨

કરૂં સેવ સંગમદેવ (૨) અશ્રુ તીરથે આવું ફરી રે.
ક્ષાલી ચક્ર તીર્થે દેહ (૨) ચક્રનાથની સેવા કરી રે. ૧૩

રૂપણકુંડ કરી સ્નાન(૨) જાંબુવાન નરસિંહ નીરખીયે રે,
જ્ઞાનવાવ વપુ ધોઇ (૨) જોઇ સિદ્ધેશ્વર હરખીએ રે. ૧૪

ભુગલ સ્થળ છે શ્રીરામ(૨) નામ તીરથ ત્યાં મન ધરૂં રે,
સોવંત્રી વાવ પાસે કુપ (૨) દોષ કાપે દામોદરા રે. ૧૫

મંજન ભગીરથી માંહે(૨) કરી રુક્મિણી વન જાત્રા રે,
ગયા નાહી જાવું ધાઇ (૨) થોડા પાટીમાં સત્વરે રે. ૧૬

કુંડ કૃકલાસ ઉદ્ધાર (૨) કાંઠે સૂર્યાદેવનું સ્થાન છે રે,
થઇ શુદ્ધ જાવું ત્યાંહ (૨) જ્યાંહ પીઠ સુખ નીધાન છે રે. ૧૭

.................................................................

ગવરી ત્રિકમનો તન (૨) એ સ્થળ માંહે માગે ગતિ રે.* ૧૮

---

## ગરબીમાં બતાવેલાં સ્થાનની સ્પષ્ટતા

(૧) દ્વારામતીને–દ્વારકાને વૈષ્ણવ તીર્થ તરીકે ઓળખાવ્યું છે.

(૨) પૂર્વ પોળ=પૂર્વ દરવાજો. એ દરવાજે જય અને વિજય બે દ્વાર રક્ષક સ્થાપવામાં આવ્યાં હશે. હાલ તે દરવાજો નવો બંધાવ્યો છે એટલે જય વિજયનું સ્થાન મન્દિરમાં ગયું છે.

(૩) જે બારણેથી બજાર તરફને માર્ગે યાત્રાળુ મન્દિરમાં દાખલ થાય છે તે "મોક્ષદ્વાર" કહેવાય છે તેમાં પ્રવેશતાં જ જમણી બાજુએ કુશપતિ એટલે કુશેશ્વર મહાદેવનું ઉંડું મંદિર છે.

(૪) કુશેશ્વરની આજ્ઞા માગી આગળ શ્રી દ્વારકાનાથના દર્શને જવાય છે. "ત્રૈલોક સુન્દર સ્વરૂપ" ત્રણેલોકમાં સવિશેષ સુન્દર. વળી જગત મન્દિરનું અસલી નામ "ત્રૈલોક સુન્દર" રાખવામાં

---

* "કાઠિઆવાડ સાર્વભૌમ સત્તા અને માનકવાડ મજમુંદાર" નામના પુસ્તકમાંથી.

આવ્યું હતું. ત્રૈલોક સુન્દર એ નામનો એક પ્રાકાર "રાજ વલ્લભ" નામના ગ્રન્થમાં વર્ણવ્યો છે.

(૮) ધામપતિ બળદેવ=દ્વારકા ધામ ત્રિવિક્રમ ક્ષેત્ર મનાય છે. એટલે આ ધામના અધિષ્ટાતા દેવ બળદેવ–ત્રિકમરાય મનાય છે.

(૬) દુર્વાસા ઋષિના દર્શન કરી ત્રિકમરાયના મન્દિર પાસેના દરવાજાને "સ્વર્ગદ્વાર" કહે છે. ત્યાંથી ગોમતીસ્નાન માટે જવાય છે.

(૯) છપ્પન પગથીઆ ઉતરતા વામ બાજુએ એટલે ડાબી બાજુએ વિષ્ણુનું મન્દિર છે; અને જમણી બાજુએ વિષ્ણુનું અને શંકરનું કેદારનાથનું મન્દિર છે. ઉત્તર દિશાએ હનુમાનજી છે અને પશ્ચિમ દિશાએ શારદા મઠના અધિષ્ઠાત્રી દેવી શારદા છે; પાસે સોમનાથ મહાદેવનું દેવળ છે

(૧૦) ઉભે=બન્ને. શારદા અને શંકર એ બધા દેવળોમાં આદિ એટલે પ્રથમ સ્થપાયેલાં છે. તે પછી દામોદરજીનું મન્દિર આવે છે; અને બાજુમાં દ્વારકાનગરીના સાક્ષાત સ્વરૂપ ગોમતીજીનું મન્દિર આવેલું છે.

(૧૧) શ્રી વલ્લભાચાર્ય=શ્રી મહાપ્રભુજીની બેઠક સામે નરસિંહ મહેતાની હુંડી સ્વીકારનાર શામળશાહ શેઠનું મન્દિર છે.

(૧૨) પંચપાળ=અસલના વખતમાં શ્રી દ્વારકાધીશના અને બીજાં મન્દિરની ખાળોનું નીર પંચપાળ મારફત શ્રી ગોમતીજીના નીર સાથે મળતું હતું. તે સ્થાન તે પંચપાળ. પાંડવ ઘાટ, વગેરે ઘાટના નામો છે. વસુદેવ=બધા દેવ.

(૧૨) સંગમ=સંગમ-નારાયણ. અશ્રુ તીરથ=આંસુ સારવાનું ઠેકાણું સ્મશાન ભૂમિ. ચક્રનાથ=ચક્રનારાયણ.

(૧૪) રૂપણ કુંડ=રત્નેશ્વર મહાદેવ હાલ છે ત્યાં ત્રિક્રમરાયના મન્દિર પાસે રૂપણકુંડ હતો. તે પૂરાઇ ગયો છે. જાંબુવાન=ઉદ્ધવ નિકેતન નામના મકાન આગળ જાંબુવતીજીનું મંદિર છે-ત્યાં જાંબુવાનની મૂર્તિ હશે. નરસિંહ=ઉદ્ધવ નિકેતનની સામે પડી ગયેલું દહેરૂં છે. તે નૃસિંહ ભગવાનનું મન્દિર હતું. હાલ તે મૂર્તિ વિના ખાલી છે. પછી સિદ્ધનાથ મહાદેવ અને ' જ્ઞાન વાવ " આવે છે.

(૧૫) જુગલ શ્રી રામ=એ રામવાડી નામે મન્દિરો છે. જૂની અને નવી. સેવંત્રી વાવમાંથી દ્વારકાનાથની મૂર્તિ મળી હતી. દામોદર કુવો પાસે છે.

(૧૬) રૂક્મિણીજીના મન્દિર પાસે ભાગીરથીનું મન્દિર છે. બથા કુંડ=" ગયા કોઠો " સીમેન્ટ ફેકટરી પાસે છે. પછી કૈકલાસ કુંડ તરફ આવતાં કુવો આવે છે તે " ધોડા પાટી " કહેવાય છે.

(૧૭) કૈકલાસ કુંડ ઉપર સૂર્યનારાયણનું મન્દિર છે. અસલી સૂર્યનારાયણની મૂર્તિ મન્દિર બહાર ઝાડની નીચે કાઢી મૂકાયામાં આવી છે.



## " દ્વારામતીને "

દેવી ! અહો ! દ્વારામતી ! હતી પ્રેમપુણ્ય પ્રભાવતી !
શી આજ હા ! સાગર તટે, તુજ દામણી મૂર્તિ ખડી !

તુજ નૂર ક્યાં ? તુજ શૂર ક્યાં ?
તુજ ધામ, દામ, દમામ ક્યાં ?
એ યાદવોના મહેલ ક્યાં ?
ક્યાં સ્નેહસરિતા રેલતી ?

શ્રી કૃષ્ણચન્દ્ર તણું અહો
એ પ્રેમધર્મ નિશાન ક્યાં ?
ક્યાં ? પ્રેમભીની ભૂમિ ક્યાં ?
ક્યાં આજ, હાય ! ગરીબડી !

ક્યાં સુરસરિત સમોવડી,
સોતસ્વિની સખી ગોમતી ?
મેલી અહિં . આ દીસતી,
સાગર તણી શી વીરડી ?

× × ×

શું શારદા હજી છે અહીં ?
જહીં શ્વાનને ય ગમે નહીં ?
શી હેતહીણી ઝુંપડી ?
શું એ વિભૂતિ વસે તહીં ?

× × ×

"દ્વારામતીને"

ઇતિહાસની જૂની આરસી,
રજ તે પરે શી આ ચડી !
ભીંત આંસુની આડી પડી !
દેખે નહિં મુજ આંખડી ?

પ્રદ્યુમ્નની ધરતી અહીં !
અનિરુદ્ધ યાદ કરાવતી !
સ્મૃતિ પ્રેમધર્મની રાજતી !
મુજ પ્રીતિ ત્યાં તાજી થતી !

દેવી ! ઉષા પ્રણયાંગના !
ચૈતન્ય જ્યોતિ ! વીરાંગના !
હૃદયે, અહો ! તુજ નામના,
સ્મરણો નવી ગતિ લાધતી !

× × ×

મુજ કલ્પનાની પ્રતિકૃતિ !
મુજ પ્રેમની આછી છબી !
તુજ વ્યોમમાં શી આ પડી !
પણ, ગાન કાં ગાતી નથી ?

"સાગર"

# પૃષ્ઠ સૂચક અનુક્રમણિકા

## શ્રી સયાજી સાહિત્યમાળા તેમજ બાલજ્ઞાનમાળામાં પ્રસિદ્ધ થયેલા ભૌગોલિક વિષયોને લગતા પુસ્તકો

### શ્રી સયાજી બાલજ્ઞાનમાળા

૧ (૧) ગિરનારનું ગૌરવ. જ. પુ. જોષીપુરા, એમ. એ. (૧૯૧૯-૧૯૨૨) ૦-૬-૦

૨ (૬) પાટણ સિદ્ધપુરનો પ્રવાસ. રામલાલ ચુનીલાલ મોદી (૧૯૧૯-૧૯૨૨) ૦-૬-૦

૩ (૭) પાવાગઢ. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ. (૧૯૨૦-૧૯૨૨) ૦-૬-૦

૪ (૨૧) સુરત. ભાનુસુખરામ વિ. મહેતા (૧૯૨૧) ૦-૬-૦

૫ (૨૭) વડોદરાનો વૈભવ. જગજીવનદાસ દ. મોદી (૧૯૨૩) ૦-૬-૦

૬ (૩૬) બૌદ્ધ ગુફાઓ. પ્રો છોટાલાલ, એમ. એ. (૧૯૨૩) ૦-૬-૦

૭ (૩૭) મહાબળેશ્વર. શ્રીકાંત સુકુંદરામ મહેતા, બી. એ. (૧૯૨૩) ૦-૬-૦

૮ (૧૧૪) હલિચપુર. ય. ખુ. દેશપાંડે, એમ. એ. (૧૯૩૩) (મરાઠી) (સચિત્ર) ૦-૬-૦

૯ (૧૨૬) સિદ્ધપુર. ચીમનલાલ મગનલાલ ડાકટર, એમ. એ. એલએલ. બી. (૧૯૩૫) (સચિત્ર) ૦-૬-૦

૧૦ (૧૨૮) મોઢેરા. મણિલાલ મૂળચંદ મિસ્ત્રી (૧૯૩૫) (સચિત્ર) ૦-૬-૦

૧૧ (૧૪૧) પાવાગઢ. રામરાવ માર્તંડ બાંબુરકર (૧૯૩૬) (મરાઠી) ૦-૬-૦

૧૨ (૧૪૨) દેવગિરિ. પ્રો. ચિ. વિ. જોશી (૧૯૩૬) (મરાઠી) ૦-૬-૦

૧૩ (૧૪૩) પૂર્ણે. ગો. ગ. તશ્વલકર
(૧૯૩૭) (મરાઠી) ૦–૬–૦

૧૪ (૧૪૬) ભરૂચ. કાઝી સૈયદ નુરૂદ્દીન હુસેન એહમદ હુસેન
(૧૯૩૭) (સચિત્ર) ૦–૧૦–૦

૧૫ (૧૪૯) વડનગર. કનૈયાલાલ ભા. દવે
(૧૯૩૭) (સચિત્ર) ૦–૮–૦

૧૬ (૧૫૦) વડોદેં. વિ. સ. વાકસકર
(૧૯૩૭) (મરાઠી) (સચિત્ર) ૦–૬–૦

૧૭ (૧૫૪) શ્રી ક્ષેત્ર નાશિક રા. ગ. હર્ષે
(૧૯૩૮) (મરાઠી) ૦–૬–૦

૧૮ (૧૫૯, આબુ અને આરાસુર. મ. જ. દ્વિવેદી
(૧૯૩૮) (સચિત્ર) ૦–૬–૦

૧૯ (૧૬૮) काशी. ડૉ. અ. સ. અલતેકર
(૧૯૪૧) (સચિત્ર) ૦–૧૦–૦

૨૦ (૧૭૫) जुनागढ. પ્રો. વિ. સ. ગોગટે
(મરાઠી) (૧૯૪૩) ૦–૬–૦

૨૧ (૧૭૬) સુરત ભાગ ૧ પ્રો. મં. જ. પાઠકજી
(૧૯૪૩) ૦–૮–૦

૨૨ (૧૭૯) વડોદરા. ચંદ્રશંકર મ. ભટ ૦–૮–૦

૨૩ (૧૮૦) સુરત ભાગ ૨ પ્રો. મં. જ. પાઠકજી
(૧૯૪૩) ૦–૮–૦

૨૪ (૧૮૧) चितोडगढ આનંદીબાઇ જયવંત
(૧૯૪૪) ૦–૬–૦

## શ્રી સયાજી સાહિત્યમાળા

૨૫ (૨૯૬) દ્વારકા. કલ્યાણરાય ના. જોષી
(૧૯૪૬) ૧–૧–૦